

# મહાત્મા શેખ સાદી

લેખક
"સાદિક"




પ્રકાશક :
[illegible] સાહિત્ય કાર્યાલય.

કિંમત
રૂપીઆ ૨.

# મહાત્મા

# શેખ સા'દી.

તેમનું

**જીવન ચરિત્ર અને ગુલીસ્તાન તથા બોસ્તાનની ઉત્તમ બોધપ્રદ રસિલી કથાઓ સાહિત્ય ચર્ચા સહિત.**


લેખકઃ **સાદીક.**

તે

"સાંજ વર્તમાન"ના લેખક અને આગલા રિપોર્ટર તથા લેખક "મુંબઇ સમાચાર," "હિંદુસ્થાન," "પ્રજામિત્ર અને પારસી," તથા "ભારત." બંગાળીભૂત અથવા રહસ્યમય ખુન,! ખબરદાર બની.! દિલ્હીના મુગલ સમ્રાટ, બહાદુરશાહ 'ઝફર' આદિના કર્ત્તા.


કિંમત રૂ. ૧।।.


ઈશાક સાહિત્ય કાર્યાલય,

પોસ્ટ બોક્ષ નાં૦ ૫૦૨૬, મુંબઇ. ૯.

પ્રથમાવૃત્તિ.
પ્રત: ૧૧૦૦.
સન: ૧૯૨૪.






આ પુસ્તક મહેશ પ્રીન્ટીંગ પ્રેસ, ગાયવાડી, ગીરગામ રોડ, મુંબઈમા ગુણવતલાલ છોટાલાલ દેશાઈએ તેના કર્ત્તા શા મહમદ સાદીક શેખ આહમદ સુલતાન સાહેબ કરબલાઇ "સાદીક" માટે છાપ્યું, અને સાદીક ધરાક સાહિત્ય કાર્યાલય માટે ૪૨૮ સેન્ડહર્સ્ટ રોડ મુંબઇથી પ્રસિદ્ધ કર્યું.

# રા. સાદીક કૃત

બંગાળી ભૂત અથવા રહસ્યમય ખૂન !... ૦—૧૨—૦

અમરદાર ખૂની ! ... ... ... ૦—૧૨—૦

મહાત્મા શેખ સા'દી ... ... ૧—૮—૦

શત્રુ અને પ્રેમ ... ... ... ૦—૨—૦

દિલ્હીના મુગલ સમ્રાટ ઉર્ફે બહાદુરશાહ બાદશાહ 'ઝફર'
(સાંજ વર્તમાન મુંબઇના દૈનિક પત્રમા).

મગરેકની માશુક (કાવ્યો) પ્રજામિત્ર અને પારસીમાં.

બેંકનું દિવાળું, નસિમા, પુનઃ પ્રાપ્ત, પ્રતિજ્ઞા પાલન.

(I. C. M. શેર બઝાર ન્યુઝ તથા 'ભારત' પત્રમાં).

દોલતરામ (રમુજી નાટક), ભોળો ગામડયો,
સુધારાની મ્હોંકાણ, ખાંજહાં લોદી (નાટક)
(મુંબઇના માસિક પત્રોમાં).

# સ્મરણાંજલી.

## મહાત્મા શેખ મસલહુદ્દીન

ઇબ્ને

## અબદુલ્લાહ શિરાઝી

ઉર્ફે

## "શેખ સા'દી"

મહાન ઉપદેશક સાધુ, વિર નીતિજ્ઞ, લડવૈયો ગાઝી, વિદ્વાન વિચારક, ઉમંગી મુસાફર, પ્રોત્સાહક વકતા, મોહક અને લલિત ભાષાના ભંડાર, ફારસી સાહિત્યના સમ્રાટ, વિષયવર્ણન શૈલીના જાદુગર, નિઝામીયા વિદ્યાપીઠના અધ્યાપક, જગતના પ્રિય કવિ અને લેખક, ગઝલના ઉસ્તાદ, તસવ્વુફના ઇમામ, નઝમ અને નસરના વિધાયક, ગુલીસ્તાન અને બોસ્તાન આદિના કર્ત્તા.

| જન્મ. | વય. | મરણ. |
| --- | --- | --- |
| ૧૧૭૨ ઇસ્વી. | ૧૧૬. | ૧૧૮૮ ઇસ્વી. |

## મહાત્મા શેખ સાદી.



હિંદના સુપ્રસિદ્ધ મુગલ બાદશાહ જહાંગીરના સમયમાં હિંદી ચિત્રકારે દોરેલું મહાત્મા શેખ સાદીનું ચિત્ર.

જોશી આર્ટ પ્રિંટિંગ વર્કસ, બજારગેટ, ફોર્ટ, મુંબઈ.

# ભૂમિકા.

લેખક:

**સાક્ષરરત્ન શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી,**

એમ. એ., એલ એલ. બી., જે. પી.,

મુંબઈની સ્મૉલ કૉઝીઝ કૉર્ટના વડા જડજ.

# ભૂમિકા.

શેખ સા'દી જો કે ઇરાનનો વતની હતો અને તેણે પુસ્તકો ફારસી ભાષામાં લખ્યાં છે તોપણ તેની ગણત્રી દુનીઆના મહાન લેખકોમાં થાય છે. ઇસપ નીતિવાળો ઇસપ, અથવા તો હિતોપદેશનો લેખક વિષ્ણુશર્મા જેમ આખી દુનીઆના ઉપદેશક થઇ પડયા છે, તેવોજ દરજ્જો શેખ સા'દીનો છે. આશરે ૭૦૦ વરસ ઉપર રચાએલા એના ગ્રંથો, ગુલેસ્તાન અને બોસ્તાન હજુ આજે પણ તાજાં ફુલની સુગંધી પસરાવે છે. દુનીઆની એવી કોઇપણ ખેડાએલી ભાષા નહિ હોય કે જેમાં શેખ સા'દીનાં એ બે પુસ્તકો મળી આવે નહિ. ફારસી ભાષા જાણનાર અને વાંચનારને તો એમાંથી સતત, એક સરખો આનંદ મળયોજ જાય છે, પરંતુ એમાં વપરાએલી ભાષાની ખુબી તો એ છે કે ભાષાંતર રૂપે વાંચતાં પણ તેમાં સમાએલો એક જાતનો ઉલ્લાસ, વ્યંગ્ય રહેલો હાસ્ય રસ તરી આવતો વિનોદ, એ બધા ભાવની બિલ્કુલ ક્ષતિ થતી નથી. એમાં વર્ણવેલા બનાવો

દેશે દેશમાં બનતા બનાવો, તેમજ એમાં દર્શાવેલી લાગણીઓ, દેશે દેશના મનુષ્યમા થઇ આવતી લાગણીઓ હોવાથી વાચકને તેમાં કાઇ નવુ અથવા કુતૂહલ પેદા કરે એવું જાણાતુ નથી, અને તેથી ગુલેસ્તાન ને બોસ્તાન આખા જગતમા લોકપ્રિય થઇ પડ્યાં હોય તેમાં કાઇ નવાઈ જેવું નથી.

આવા સર્વમાન્ય લેખકની કૃતિનું આબેહુબ દર્શન ગુજરાતી ભાષાને થવું જરૂરનુ હતું, અને તે ભાઇ સાદીકે રૂડી રીતે કરાવ્યું છે. ગુલેસ્તાન, બોસ્તાનના તરજુમા તથા એ પુસ્તકો સંબંધે ઇશારા ગુજરાતીમાં એક કરતાં વધારે વખત થએલા છે. અને તેમ કરવાનુ મુખ્ય માન આપણા પારસી ભાઇઓને ઘટે છે. આજથી પચાસેક વરસ પર જ્યારે એ ભાઇઓ ફારસી ભાષાની પૂર્ણ લેઝઝત ચાખી રહ્યા હતા, અને પોતાના વતનની ભાષાની અવગણના કરતા ન હતા તે વખતે કુદરતી રીતે એ પુસ્તકોનાં ભાષાંતર કરવા એઓ લલચાએલા, પરંતુ એ તરજુમાઓ તે વખતમાં પ્રચલીત ગુજરાતી લખવાની રીતને લાયક હતા, તેથી આજે કોઇ તેની સામું જોતું નથી અંગ્રેજીમા જેવી Men of Letters Series નીકળી છે, તેવી હારમાળાને

લાયક થઈ પડે એવા એક શેખ સાદીને લગતા પુસ્તકની ખોટ હતી અને તે ભાઇ સાદીકે પૂરી પાડી છે, એ આ પુસ્તક વાંચતા વાચકને જણાશે. પોતે મુળ ઇરાકના વતની હોઈ ફારસી તો સારૂં જાણે તે સ્વભાવિક છે, પરંતુ આપણી ભાષા પણ આવી સારી રીતે લખે વાંચે, અને તેમાં આવું ઉપયોગી અને રસપૂર્ણ પુસ્તક લખે એ ખરેખર એમને મુબારકબાદી આપવા જેવી વાત છે.

આ પુસ્તક તે માત્ર તરજુમોજ નથી, પરંતુ શેખ સાદીની જીંદગીના જાણવા જેવા બનાવોનું સવિસ્તર વર્ણન, તથા એના પુસ્તકોને લગતી સંપૂર્ણ હકીકત તથા માહીતીનો નાનો સરખો ભંડાર છે એમ કહીએ તો ચાલે; વળી ગુલેસ્તાન, બોસ્તાનની કથાઓનો, વાંચતાં કંટાળો આવે તેવો માત્ર શબ્દે શબ્દનો તરજુમો એમાં આપ્યો નથી પરંતુ રસભરી વાર્ત્તા રૂપે તેને વાચક સમક્ષ મુકી છે કે જેથી તેની કૃતિની પૂરેપૂરી ખુબી સમજાય.

સોમનાથ–પ્રભાસ પાટણ–ના ઘેરા વખતે શેખ સાદી હાજર હતો, એ જાણી ગુજરાતી વાચક અચંબો પામશે, વળી જેવી રીતે ગુજરાતના મહાન કવિ દયારામને તેની વારંવારની જાત્રાની

સફરમાં એક વખતે લુટારાઓએ હેરાન કર્યો હતો અને પછી ઇશ્વર તેમના હૃદયમાં ઉતર્યાથી છોડી દીધો હતો તેવો અનુભવ ઈરાનના આ મહાન કવિ શેખ સા'દીને પણ થએલો ! વખતે દુનીઆના મહાન પુરૂષોને ઘણી વખતે એક સરખો અનુભવ આપવાનોજ ઇશ્વર ખેત ઘડતો હશે.

ફારસી, અરબ્બી કે ઉર્દૂને ગુજરાતી લીપીમાં લખવા યા છાપવાથી તેનો આત્મા ઉડી જાય છે, માત્ર કાયા અથવા ખોખું રહે છે. કારણ એ ભાષાના શબ્દોના ઉચ્ચાર, અને તે ઉચ્ચારને અંગે રહેતા અમુક ભાવ, કદી પણ બીજી ભાષામાં ઉતારી શકાતા નથી. આવી રીતના ઉતારા ગુજરાતી લીપીમાં જોઈ મૂળ ફારસી યા ઉર્દૂનું જ્ઞાન ધરાવનારને એક જાતની કમકમાટી છુટે છે. ભાઇ સાદીકને પણ ફારસી બેતોને ગુજરાતીમાં છાપતાં એવીજ કંપારી થઇ આવી લાગે છે, પરંતુ હું ધારૂં છું કે ભિન્ન ભિન્ન લીપીવાળી ભાષાઓ સંબંધે એ મુશ્કેલી તો ઉભીજ રહેવાની, એટલે નિરૂપાય.

મુંબઈ,
તા૦ ૨૮ મો એપ્રીલ
સને ૧૯૨૪.

**કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.**



શેખ રિસાલએ સા'દીની હસ્ત લિખિત પ્રતનું પહેલું પાનું; જે ઉપર બાદશાહ શાહજહાંન અને વઝીર બયરામખાનના પુત્ર નવાબ અબ્દુલરહેમાન ખાનખાનાનના હસ્તાક્ષરો છે. આ હસ્ત લિખિત પ્રતવાળું પુસ્તક પટના બાંકીપોરના સુપ્રસિદ્ધ ખાન બહાદુર ખુદાબક્ષના પુસ્તકાલયમાં છે.

# લેખક તરફથી થોડુંક.

ગુર્જર સરસ્વતી દેવીના ચર્ણે અતિ માન અને સેવાની ભાવના સહિત મારૂં આ બીજું પુસ્તક ધરતા પ્રથમ હું તે મહાન પરમકૃપાળુ પરમાત્માનો તેની મારા પ્રત્યે અમિ દ્રષ્ટિ માટે અંતઃકરણપૂર્વક નમી મારા દોષો પ્રત્યે ક્ષમા યાચું છું.

ગુર્જર સાહિત્ય ભંડારમાં હજી ઘણાએ અવનવા સાહિત્ય ગ્રંથોની આવશ્યકતા છે, અનેક નવિન દિશાઓ ગુર્જર સાહિત્યની વૃદ્ધિ માટે ઉઘડવી જોઇએ, એ નીઃશક–ગુર્જર સાહિત્યની વર્તમાન સંકૂચિત સ્થિતિને વિશાળ કરવા સાહિત્યના સેવકો મથે છે, તેમાં મારો આ એક અલ્પ પ્રયાસ છે.

મહાત્મા શેખ સા'દીનો પરિચય ફારસી ભાષાના અભ્યાસીઓ તેમજ નીતિ ઉપદેશ વિષયના રસજ્ઞ વાંચકોને કરાવવાની ભાગ્યેજ આવશ્યકતા હોય. ગુર્જર ભાષામાં પ્રગટ થતા માસિક પત્રોમાં અનેક વેળા શેખ સા'દીના વચનો પિરસાયા છે, પણ તે વિશાળતાથી નહિં. માત્ર પોતાની વાત અથવા દલીલને પુષ્ટિ આપવા અંગેજ. એ રિતે શેખ સા દી ગુર્જર વાચક વર્ગથી પરિચિત તો છે; તોએ શેખ સા'દીનુ જીવનચરિત્ર અને તેમના સાહિત્યની સમાલોચના કે ચર્ચા હજી સુધી યોગ્યપણે ગુર્જર વાંચક વર્ગ સમક્ષ કોઇએ રજુ કરી નથી. મારી માન્યતા મૂજબ શેખ સા'દી જેવા નીતિ ગ્રથોના મહાન લેખક અને કવિ સબંધે ગુજરાતીમાં સાહિત્ય ન હોય એ ગુર્જર સાહિત્ય ભંડારમાં એક ઉણપ ગણાય.

યદ્યપિ આ ગ્રંથમાં એવું માધુર્ય અને સૌરભ નથી, કે જેથી તમો આમોદ પ્રાપ્ત કરી શકો, તથાપિ આ ગ્રંથ તે ઉપવનથી સંગૃહીત છે, જે સુમનોમાં પ્રાય: અપૂર્વ સૌંદર્ય અને ઉત્તમ સુગંધ માટે સુપ્રસિદ્ધ

છે. મને આશા છે કે આ કુસુમના ગ્રહણ કરવાથી જો આમોદ પ્રાપ્ત થવા નહિં પામે, તોયે તમારામાં નિરાનંદનો સંચાર પણ નહિં થશે. એ તો પ્રાકૃતિક નિયમ છે કે કુસુમ બહુધા કંટકાકિર્ણ હોય છે, તેમ આ સુમનવાડીમાં ઉપદેશ રૂપી કંટકો છે, એ કંટકથી બચવાનું કાર્ય તમારૂં છે, ભ્રમર કટક-વિશિષ્ટ કુસુમમાંથી કેવલ રસ ગ્રહણ કરે છે, તેજ પ્રકારે તમો પણ આ ગ્રંથના રસમય આશય અને ઉપદેશ-નુંજ આસ્વાદન કરશો; સંસ્કારી ગુજરાત પાસે એવી આશા રાખવાને હું વ્યાજબી છું.

મુસ્લીમોએ ગુર્જર સાહિત્યની જોઇએ તેવી અને તેટલી સેવા બજાવી નથી, એ આક્ષેપ સત્ય હોવાનું કારણ ક્ષેત્ર અને વિચારની સંકૂચિતા સાથે શક્તિઓને શુષ્ક માર્ગે રોકવાનો હોય એ સંભવિત છે, એવાજ માન્યતાએ હું ધારૂં છું ત્યાંસુધી સ્વ હાજી મહંમદ અ. શિવજીએ સંકૂચિત ક્ષેત્રનું 'ગુલશન' માસિક પત્ર માત્ર એકજ વર્ષ સુધી ચલવી તેનાથી મુક્તિ મેળવી, એ સને ૧૯૦૧ ની વાત છે. સને ૧૯૧૬ માં એજ સાહિત્ય ક્ષેત્રમાં પોતાની "વીસમી સદી" વડે સાહિત્યમાં રસ અને પ્રાણ રેડનાર સમ્રાટ કહેવાયો;

તે તેના ક્ષેત્રની વિશાળતાનું પરિણામ છે. એવા સંકૂચિત ક્ષેત્રમાંથી મૂક્ત થઇ મારો આ પ્રયાસ વાચક વર્ગ સમક્ષ રજુ કરૂં છું; અને તેમાં મને વાચકો ઉત્તેજન આપશે એવી આશા રાખું છું.

છેલ્લા દાયકામાં ગુર્જર સાહિત્ય દેવીને ચર્ણે સારા પ્રમાણમાં રાષ્ટ્રિય સાહિત્ય ધરાયુ છે. ખરૂં કહીએં તો છેલ્લો દાયકો રાષ્ટ્ર સાહિત્ય યુગનો હતો. મારો આ પ્રયાસ હું ધારૂં છું કે રાષ્ટ્ર સાહિત્યની દ્રષ્ટિયે પણ કંઇક અંશે જોઇ શકાય તેમ છે રાષ્ટ્ર યુદ્ધના નેતા જગતના સર્વથી શ્રેષ્ટ મહાન ગુર્જરી પુરૂષ; મહાત્મા ગાંધીજીએ રાષ્ટ્ર યુદ્ધનો પાયો અસહકાર ઉપર ચણ્યો, જેનું લક્ષ્યબિંદુ આત્મશુદ્ધિ છે. સદાચાર અને નીતિજ્ઞતા એ આત્મશુદ્ધિનુ મોટું અંગ છે, તેથી આત્મશુદ્ધિને લગતા સાહિત્યની આવશ્યકતા જોતા તે સબંધે એક નવિન દિશાએ જવાની મને પ્રેરણા થઈ, તે અંગે મહાત્મા શેખ સા'દીનું જીવન ચરિત્ર અને તેમના બોધપ્રદ કથા કાવ્યો ગુર્જર પ્રજા સમક્ષ રજુ કરૂ છુ. એશીયાના એ મહાન કવિ લેખક અને મુસાફરનો પરિચય અને તેમના સદ્‌ઉપદેશો નીતિજ્ઞ કથાઓ ગુજરાતને રાષ્ટ્ર યુદ્ધ માટે આત્મશુદ્ધિના અંગને પુષ્ટિ આપશે, એવી મને આશા છે. નીતિ

માર્ગે પવિત્ર રહી વર્તવું એજ આત્મશુદ્ધિ છે, આ પુસ્તકમાં એજ ઉદ્દેશની પૂર્તિ કરે એવા ઉપદેશોની કથાઓ છે.

છેલ્લા દાયકામાં રાષ્ટ્ર સાહિત્ય તરીકે અનેક વિદેશી ઉપદેશક અને રાષ્ટ્રોદ્ધારક વીરોના કથનો અને ચારિત્રો ગુજરાતને જાણવા મળ્યા છે, જેમ કે રશિયન મહાત્મા ટોલ્સટોય, રશિયાનો તારણહાર લેનીન, થોરો, ગેરી ઑલ્ડી, ડ'વેલેરા આદિ, ત્યારે ફારસી ભાષાના એ મહાન ઉપદેશક અને લેખક શેખ સા'દીની વાતો પણ રજુ થાય તે અસ્થાને નજ ગણાય. એ વિચારે કેટલાક શ્રમ પછી તેનું પરિણામ વાંચક વર્ગ સમક્ષ રજૂ કરતા આશા રાખું છું કે ગુજરાતની ગુણીયલ પ્રજા એમાંથી બોધ ગ્રહણ કરશે, એજ મને પુરસ્કાર મળ્યો લેખીશ.

મહાત્મા શેખ સા'દીના ગુલીસ્તાન અને બોસ્તાનના આજ સૂધી જે અનુવાદો થવા પામ્યા છે, તે માટે સખેદ જણાવવુ પડે છે કે તેમાંના ઘણાં અનુવાદોની ભાષા વર્તમાન ગુર્જર પ્રજાને રૂચિકર થાય કે કેમ ? તે ગુર્જર સાહિત્યની પ્રગતી જોતા શંકાસ્પદ લાગે છે. સાહિત્ય દ્રષ્ટિએ એ અનુવાદો યોગ્યપણે થયા નથી એમ કહેવાની આવશ્યકતા ન હોય. એ

સર્વ બિનાઓ ઉપર દ્રષ્ટિ રાખી સેવકે પોતાની શક્તિ અનુસાર ભાષા સબંધે લક્ષ આપ્યુ છે. તોયે ગુર્જર સાક્ષર વર્ગની કે ઉત્સાહ ભંગ કરનારા સમાલોચકોની બ્હીકે નહિં, તેમજ મોટાઇ દાખવવા માટે મેં જોડણી કે ભાષા ઉપર લક્ષ આપ્યું નથી, પણ ગુર્જર સાહિત્યની મારાથી કિંચિત માત્ર સેવા બજાવી શકાય અને તેનું ગૌરવ સચવાય એવી અંતઃકરણની નિર્મળ ઇચ્છાયે મારી મતિ અને શક્તિ અનુસાર ભાષા તથા જોડણી ઉપર લક્ષ આપ્યું છે. તે છતાએ હું જન્મે એક વિદેશી અરબ હોઇ મારી માતૃભાષા પરશીયન છે, હિંદમાં મારી પેઢીયો થઇ નથી, પણ થોડાજ વર્ષો ઉપર હું હિંદમાં આવી જેટલું સમજ્યો અને શિખ્યો છું, તેટલું રજુ કરૂં છું, તો પછી જો કયાયે દોષ રહી ગયા હોય, તો હું ક્ષમા યોગ્ય છું, પણ એવી કલ્પનાએ દોષ રહેવા પામે તો વાંધો નહિં, એમ હું તો નજ ઇચ્છુ.

ગુજરાતી ભાષામાં પરશીયન, ઉર્દ કે અન્ય તેવી ભાષાના શબ્દોનો ખબ ઉપયોગ કરવાનો જે ચેપ હિંદુ લેખકોમા ફેલાયો છે, તે ચેપમાંથી ઇશ્વરકૃપાએ હું બચ્યો છું પારસી લેખકો તેવા શબ્દોનો ઉપયોગ કરે એ સમજી શકાય તેવું છે, પણ હિંદુ લેખકોને તે ભાગ્યેજ શોભી શકે.

ફારસી ભાષાનો ગુજરાતી ભાષામાં અનુવાદ કરવો, અને મૂળ લેખકનો આશય તથા શબ્દ મનરંજનતા જાળવી રાખવી એ સ્વતંત્ર લખવા કરતાં ઘણે અંશે કઠિન છે, તોએ મેં મારી શકિત અનુસાર બનતી સંભાળે આ પ્રયાસ કર્યો છે, છતાં યે સફળતાનો આધાર વાંચકની તૂલના ઉપર અવલંમ્બિત રહે છે.

આ પુસ્તકમાં સાહિત્ય ચર્ચા તેમજ અનેક સાહિત્ય અંગે જાણવાજોગ બિનાઓ રજુ કરતા હું તે સબંધે આશા રાખું છું કે તે વાંચક બંધુઓને રૂચિકર નિવડશે, શેખ સાદીના પુસ્તકોના જૂદા જૂદા લેખકોએ કરેલા અનુવાદોના આંકડા–તારીખ–તથા તેના કર્ત્તાના નામો તેમજ જૂદા જૂદા અનુવાદકોના અનુવાદના નમૂના સાહિત્ય રસિકોને ઉપયોગી તથા જાણવાજોગ થઇ પડશે, અને તે ઉપરથી શેખ સાદીની યુરોપાદિ દેશમાં કેટલી લોકપ્રિયતા છે, તેમજ તેમની કૃત્તિની મહત્વતા શું છે તે સમજાશે, એ કારણે તે રજૂ કર્યા છે.

ફારસી સાહિત્યના જાણીતા અભ્યાસી, મુંબઇની સ્મૉલ કૉઝ કૉર્ટના ચીફ જડજ સાક્ષર રત્ન શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી એમ. એ., એલ એલ

બી જે, પી, સાહેબે આ પુસ્તકની વિદ્વતાભરી ભૂમિકા લખી આપી મને જે ઉત્તજન આપ્યું છે, તે માટે હું એમનો આભારી છું, તેમજ આ પુસ્તક પ્રગટ કરવામાં મને યોગ્ય સલાહો આપનાર મારા પરમ સ્નેહી રા૦ ભાઇ ગુલામહુસેન હાજી મહમદ અ૦ શિવજી (તંત્રી વીસમી સદીના ચિરંજીવી) નો તેમજ મારા શુભેચ્છક રા. વરતેજવાળા મનહરે મારા આ કાર્ય અંગે લીધેલ તસ્દી માટે એમનો આભારી છું

કરાચીથી પ્રગટ થતા સુપ્રસિદ્ધ 'પારસી સંસાર' અને 'લોક સેવક'ના તંત્રી શ્રીયુત પીરોજશા હોરમજી દસ્તુર મેહેરજીરાણાએ મારો મહાત્મા શેખ સા'દીનો વિષય પોતાના પત્રમાં લગભગ છ માસ સૂધી કટકે કટકે પ્રગટ કર્યો હતો, મારો આ લેખ પૂરો થાય તે અગાઉ મજકુર લેખ પુસ્તક આકારે જોવા અનેક વાચક બંધુઓની માગણી થવાથી આ વિષયમાં અનેક નવિન પ્રકરણો ઉમેરી સુધારા વધારા સાથે પુસ્તક આકારે રજુ કરવા ભાગ્યશાળી થયો છું, અને ઇશ્વર ઇચ્છા હશે તો બીજી આવૃત્તિમાં અનેક નવિન પ્રકરણો ઉમેરવાની આશા રાખું છું–મને આ પુસ્તક પ્રગટ કરવામાં ઉત્સાહ આપનાર મિત્ર ભાઇ

અબ્દુલ્લાભાઇ બંદેઅલીભાઇ ભોજાભાઇનો અત્રે આભાર માનવાની તક લઉં છું. તેમજ આ પુસ્તક લખવામા જે જે નવા તથા જુના ગ્રંથકારોના ગ્રંથોનો મેં આધાર લીધો છે તેઓનો અને વિશેષ કરી ભાષાના સુપ્રસિદ્ધ લેખક શ્રીયુત પ્રેમચંદજીનો હું ઋણી છુ. તેમજ આ પુસ્તક કાળજીપૂર્વક વાંચી જનાર રા૦ પ્રાણજીવન દેશાઇનો આભારી છું

મુંબઇ નગરી,
મંગળવાર,
તા૦ ૧-૫-૧૯૨૪.

[signature]



# સમર્પણ.



શેઠ અબદુલ્લાભાઇ અંદેઅલી ભોજાભાઇ.

પરમ સ્નેહિ મિત્ર, તમારી સાથેના અલ્પ

પરિચયે મિત્રતાનું જે ગાઢ સ્વરૂપ

લીધું છે, તેના સ્મરણમાં મિત્ર

ધર્મે આપને મારૂ આ

લઘુ પુસ્તક અર્પણ

કરવાની રજા

લઉં છું

સાદીક.

# અનુક્રમણિકા.



## ખંડ ૭ મો.

# મહાત્મા શેખ સા'દી.



શેખ સા'દીના વતન શિરાઝ ખાતેથી મળેલ સત્તાવાર ચિત્ર ઉપરથી આ ચિત્ર દોરવવામાં આવ્યું છે. આ પુસ્તકમા રજૂ કરેલા ચિત્રો શેખ સા'દીની જૂદી જૂદી અવસ્થાના છે.

જોશી આર્ટ પ્રિંટીંગ વર્કસ, મલારગેટ. કોટ મુંબઈ.

# મહાત્મા શેખ સા'દીનું
# જીવન—ચરિત્ર. * *

## ખંડ ૧ લો.

જન્મ. × × ×

શિક્ષા. × × ×

મનોવૃત્તિ. × ×

શેખ સા'દીની મુસાફરી.

**જન્મ.** શેખ મસલહુદ્દીન ઉપનામ શેખ સા'દીનો જન્મ ૧૧૭૨ ઈ. સ. માં શિરાઝ નગર પાસે આવેલ એક ગામમાં થયો હતો. તેમના પિતાનું નામ અબદુલ્લાહ અને દાદાનું નામ શરફુદ્દીન હતું, 'શેખ' તેમના ખાનદાનની સમ્માનસૂચક પદ્વી હતી; કારણ કે તેમની વૃત્તિ ધાર્મિક શિક્ષા–દીક્ષા આપવાની હતી. જો કે તેમનું ખાનદાન સૈયદ હતું. જેમ અન્ય મહાન પુરૂષોના સબંધમાં અનેક અલૌકીક ઘટનાઓ પ્રસિદ્ધ છે, તેજ પ્રમાણે શેખ સા'દીના વિષયમાં પણ લોકોએ કલ્પનાઓ કરી છે. અત્રે તેના ઉલ્લેખની જરૂર નથી.

શેખ સા'દીનું જીવનચરિત્ર વાંચવા અથવા તેમના કાવ્યોનું રસપાન કરવા માટે ભલામણ કરવાની ભાગ્યેજ

જરૂર હોય. શેખ સા'દીનું ચરિત્ર આદીથી અંત સુધી શિક્ષાપુર્ણ છે; જેમાંથી આપણે ધૈર્ય અને મુશ્કેલીમાં સત્ય માર્ગ ઉપર ટકી રહેવા માટે શિક્ષા મેળવી શકીએ તેમ છે.

શિરાઝ ફારસનું પ્રસિદ્ધ સ્થાન છે અને તે કાળમાં તો તે સમસ્ત એશિયાની વિદ્યા ગુણ અને કૌશલ્યની ખાણ હતી. મિસર, ઈરાક, હબ્શ, ચીન, ખુરાસાન આદી દેશ દેશાન્તરોના ગુણીજણ ત્યાં આશ્રય મેળવતા હતા. જ્ઞાન વિજ્ઞાન દર્શન, ધર્મશાસ્ત્ર આદી માટે વિદ્યાલયો ખુલ્લા હતા. એક સુવ્યયવસ્થિત રાજ્યમાં સાધારણ સમાજની જે સારી દશા હોવી જોઇએ, તેવીજ ત્યાંની દશા હતી. તેથીજ શેખ સા'દીને બાલ્યાવસ્થામાં જ વિદ્વાનોના સત્સંગનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો. શેખ સા'દીના પિતા અબદુલ્લાહને 'સા'દબીન જંગી'ના દરબારમાં બહુ સારૂં માન હતું. આ સમયે સા'દબીન જંગી ઈરાનનો બાદશાહ હતો. જ્યારે શેખ સા'દી પહેલી વખત સા'દબીન જંગીના દરબારમાં ગયા ત્યારે બાદશાહે તેમને પ્રેમસહ પુછ્યું, "અલ્યા છોકરા, તારી વય કેટલી ?" શેખ સા'દીએ અત્યંત નમ્રતાપૂર્વક ઉત્તર આપ્યો, "જહાંપનાહના ગૌરવશીલ રાજ્યકાલથી પુરા બાર વર્ષ નાનો છું." અલ્પાવસ્થામાં આ ચતુરાઇ અને બુદ્ધિની પ્રખરતા જોઇ બાદશાહ મુગ્ધ થઇ ગયો. અબ-

દુલ્લાહને કહ્યું, બાળક બહુજ હુશીયાર છે, એની શિક્ષા માટે સારો પ્રબંધ કરજો. શેખ સા'દી હાજર જવાબી હતા, આ તેનું પહેલું ઉદાહરણ છે.

શેખ સા'દીના પિતા ધર્મયુક્ત પુરૂષ હતા, તેમણે શેખ સા'દીને ધર્મશિક્ષા અવશ્ય આપી હશે. આ ધાર્મિક શિક્ષાની અસર શેખ સા'દી ઉપર જીવન પર્યંત રહેવા પામી હતી. તેમના મનોભાવો પણ ધર્મ તરફ હતા. તેઓ નાનપણમાંજ રોઝા નમાઝનું પાલન કરતા. શેખ સા'દીનાં લખાણથી જણાય છે કે તેમના પિતાનો સ્વર્ગવાસ તેમની બાલ્યવસ્થામાંજ થવા પામ્યો હતો. સંભવ હતો કે આવી દુરાવસ્થામાં અનેક યુવકો જેમ શેખ સા'દી પણ દુર્વ્યસનમાં પડી જાત, પણ તેમની ધાર્મિક શિક્ષાએ રક્ષા કરી.

સા'દબીન જંગીને બસ લડાઇજ કરવાની હંમેશ ધુન રહેતી તેથી તે ઇરાક ઉપર આક્રમણ કરવા જતો અને અત્રે રાજ્યકારોબારમાં અંધકાર છવાઇ રહેતો. દેશમાં તોફાનો થયા કરતા. આ દુર્ઘટનાના કારણે શેખ સા'દી યુવાવસ્થામાંજ શિરાઝથી નિકળી જઈ બગદાદ તરફ ચાલતા થયા.

**શિક્ષા.**

તે સમયે મુસાફરી બહુજ મુશ્કેલી ભરી હતી. કાફલાઓ ચાલ્યા કરતા હતા. શેખ સા'દી પણ એક કાફલા સાથે બગદાદ જવા માટે ઉપડયા. સાથનો બધો સર-

સામાન ગરીબોને વ્હેંચી નાંખ્યો. માત્ર સાથે એક 'કુરઆને શરીફ' રાખ્યું. માર્ગમાં લુટારા અને ચોરોની બહુજ ધાસ્તી રહ્યા કરતી પણ શેખ સા'દી પાસે હતું શું જે લુંટાઇ જવાનો ભય હોય? પણ માર્ગમાં તો ચોરો મળ્યા. શેખ સા'દીએ અતિ નમ્રતાપૂર્વક તેઓને કહ્યું કે, ભાઇઓ મારી પાસે શું લુંટવા આવ્યા છો? હું તો ગરીબ વિદ્યાર્થી છું. બગદાદ વિદ્યા પ્રાપ્તિ માટે જઇ રહ્યો છું. આ અંગ ઉપર કપડાં અને આ કુરાન સિવાય મારી પાસે કશુંએ નથી. જો એ જોઇતું હોય તો માંગીને લઈ લ્યો હું તે આપી દઇશ. પણ એ વસ્તુઓનો દુરઉપયોગ કરશો નહિં. કોઇ ગરીબ વિદ્યાર્થીને આપી દેજો. શેખ સા'દીનું આવું કથન સાંભળી ચોરોમાં હૃદય પલટો થયો. જ્યારે ચોરો લજ્જા પામ્યા ત્યારે શેખ સા'દીએ ઉપદેશ આપવા માંડયો. ચોરોએ હવે તેવું કૂકર્મ નહિં કરવા માટે દ્રઢ પ્રતિજ્ઞા કરી, વળી તેઓમાંથી બે માણસો શેખ સા'દીની રક્ષા કરવા અર્થે સાથે સાથે ગયા. નમ્રતા અને વિનયનો પ્રભાવ કેવો પડે છે, તે અત્રે જણાઈ આવે છે. પણ ખુદાની મરજી તો કુદરતી ન્યાય આપવાની હતી એટલે તે સાથીઓમાંથી એકના પગે સર્પ કરડયો ત્યારે બીજો કોઇ ઉંચાઇએથી ગબડી પડીને મરણ પામ્યો. આ બનાવ લીધે શેખજીને બહુજ દુઃખ થયું. ત્યારથી તેમણે એવો નિશ્ચય કર્યો કે હુ કદી પણ કોઇને કષ્ટ આપીશ નહિં બધાની સાથે દયાભાવે વર્તીશ.

બગદાદ તે પ્રસંગે ઉન્નત્તિના શિખરે ચડયું હતું. દુનિયામાં તેના જેવો એકે ચઢીયાતો દેશ તે પ્રસંગે હસ્તી ધરાવતો ન્હોતો. ત્યાંના બાદશાહો ખલીફાની પદ્રી ભોગવતા. તેઓએ સેંકડો વિદ્યાપીઠોની સ્થાપના કરી હતી. સંખ્યાબંધ વિદ્વાનો, મૌલાનાઓ, મૌલવીઓ તે પ્રસંગે બગદાદમાં હતા. વિજ્ઞાન હુન્નરકળા આદીમાં બગદાદની ખ્યાતિ અને તેની વિદ્યાપીઠોના પ્રભાવે હજારો વિદ્યાર્થીઓ બગદાદમાં વસ્તા હતા. વિક્રમાદીત્યના સમયમાં જેમ ઉજ્જેનની અને મૌર્ય વંશના રાજ્યકાળમાં પાટલિપુત્રની જે ઉન્નતી થવા પામી હતી તેવી તે સમયે બગદાદની હતી. રાજ્ય પ્રધાન જલાલુદ્દીન સબજુકીએ ઘણા વિદ્યાલયો સ્થાપ્યા હતા.

મદ્રસએ નિઝામીયહની કિર્તિ તે પ્રસંગે સહુથી ચઢીયાતી હતી. બરલીનની યુનીવરસીટી અને ઓક્ષફર્ડની વર્તમાન યુનીવરસીટીઓ કરતાં તે જુના વખતના મદ્રેસાએ નિઝામીયાં કોઇ પણ રીતે ઉતરતા ન્હોતા. શેખ સા'દીએ એજ મદ્રેસામાં શિક્ષણ મેળવ્યુ, પણ સા'દી કેટલા વખત સુધી બગદાદમાં રહ્યા તે જણાયું નથી. તોયે તેમના લેખોથી સ્પષ્ટ જણાય છે કે 'ફીકહ'-હદીસ આદી સાથે વિજ્ઞાન ગણિત, ખગોળ, ભૂગોળ, ઇતિહાસ આદી વિષયોનો સારી રીતે તેમણે અભ્યાસ કર્યો હતો અને છેવટે **"અલ્લામા"**ની સનદ પ્રાપ્ત કરી હતી. એટલા ગહન વિષયોના અભ્યાસ કરવા માટે ઓછામાં ઓછા શેખ સા'દીને ૧૦ વર્ષ લાગ્યા હશે.

**મનોવૃત્તિ.** સા'દી તે કવિઓમાંના છે કે જેમના ચારિત્રનું પ્રતિબિંમ્બ તેમના કાવ્યોમાં સ્પષ્ટ જણાઇ આવે છે. સા'દીની કવિતાઓ તેમના જીવનચરિત્રનુ દર્પણ છે તેમના ઉપ-દેશો હૃદયથી નીકળતા હતા, અને તેનું કારણ પણ એજ કે તેમનામાં એટલી શક્તિ હતી. સેંકડો ઉપદેશકો જેમ તેઓ અન્યોને પરમાર્થ શીખવી પોતે સ્વાર્થ સાધવા મથતા ન્હોતા. બીજાઓને ધર્મ ન્યાય નીતિનો બોધ આપી તેઓ પોતે વિલાસિતામાં લુપ્ત રહેતા નહિં. તેમની વૃત્તિ સ્વભાવતઃ સાત્વિક હતી તેમનું મન વાસનાઓથી કદી વિચલિત થયું નહિં. અન્ય કવિઓ જેમ કદી તેમણે રાજદરબારનો આશરો લીધો નહિં, લોભને પાસે આવતા અટકાવ્યો. યશ અને ઐશ્વર્ય બન્ને સત્‌કર્મના ફળો છે. યશ દૈવીક છે, ઐશ્વર્ય માનુષિક, માટે તેની ઇચ્છાએ કરી નહિં. ધનની દેવી જે બળીદાન ચાહે છે, તે આપવાની શક્તિ સા'દીમાં ન્હોતી. તેઓ પોતાના આત્માનું અલ્પાંશ પણ લક્ષ્મીદેવીને ભેટ આપી શક્યા નહિં. એજ તેમની નિર્ભિકતાનું અવલંબન છે. રાજાઓને ઉપદેશ આપવો તે સર્પના દ્વારે આંગળી નાખવા સમાન છે, અત્રે એક પગ જો પુષ્પો ઉપર રહેતો તો બીજો પગ કાંટાઓ ઉપર. ખાસ કરીને સા'દીના સમયમાં રાજદ્વારી ઉપદેશ કરવો જોખ-મમા પડવા સરખું હતું. ઇરાન અને બગદાદ બને

દેશોમાં અરબોનું પતન થઇ રહ્યું હતું. તાતારી બાદશાહો પ્રજાને પગો તળે ચકદી રહ્યા હતા, પણ સા'દીએ તે જોખમભરેલા સન્જોગોમાં પણ પોતાની ટેક છોડી નહિં. જ્યારે તેઓ શિરાઝથી બગદાદ આવ્યા ત્યારે ત્યાં હલાકુખાંનો પુત્ર મુગલ અબાકાખાં બાદશાહ હતો. હલાકુખાંના ઘોર અત્યાચારો પિશાચીક ક્રૂરતાઓને પણ લજવે તેવા હતા. અબાકાખાં જોકે તેવો અત્યાચારી તો ન્હોતો તોએ તેના ભયથી પ્રજા ધ્રુજતી હતી, તેના બે પ્રધાન કર્મ-ચારીઓ સા'દીના ભક્ત હતા. એક દીવસે સા'દી બજારમાંથી જઇ રહ્યા હતા કે સામેથી બાદશાહની સ્વારી અતિ ધામધુમ સાથે નીકળી. બાદશાહના બને કર્મ-ચારીઓ સાથેજ હતા, તેઓએ જયારે સા'દીને જોયા કે તરતજ તેઓ ઘોડા ઉપરથી નિચે ઉતરી પડયા; અને સા'દીનો સત્કાર કર્યો. બાદશાહ પોતાના વજીરોની આ ભક્તિ અને શ્રદ્ધા જોઈ આશ્ચર્ય પામ્યો, તેના મનમાં કુતુહલ ઉત્પન્ન થયું. બાદશાહે પોતાના એ વજીરોને પુછયું કે એ કોણ છે? વજીરોએ તરતજ સા'દીનું નામ અને તેના ગુણો દર્શાવ્યા. બાદશાહના હૃદયમાં પણ સા'દીની પરિક્ષા કરવાનો વિચાર થયો. તે બોલ્યો, કંઇ ઉપદેશ મને પણ કરો. સંભવતઃ તેણે પોતાની પ્રસંશા સા'દીથી કરાવવા ધારી હશે પણ સા'દીએ નિર્ભયતા સાથે આ ઉપદેશ પૂર્ણ શેર કહ્યા.—

"શહે કિ પાસે રૈય્યત
નિગાહ મી દારદ,
હલાલ બાદ ખિરાજશ
કિ મુઝદે ચોપાનીસ્ત.
વગર ન રાએ રૈ
ખલ્કસ્ત ઝહરમારશ બાદ,
કિ હરચે મીખુરદ અઝ
જઝિયએ મુસલમાનીસ્ત."

**ભાવાર્થ**—"જે બાદશાહ પ્રજાપાલન કરે છે, તે એક ભરવાડ જેવો છે. તે પ્રજાથી જે કર લે છે તે તેની મજુરી છે. અને જો તે તેમ કરતો ન હોય તો તે હરામનો માલ ખાય છે."

અબાકાખાં આ ઉપદેશ સાંભળી ચકિત થઈ ગયો. સા'દીની નિર્ભયતાએ તેને સા'દીનો ભક્ત બનાવ્યો. તેણે સા'દીને અતિ માન સહિત વિદાય કર્યો.

સા'દીમાં આત્મગૌરવની માત્રાએ ઓછી ન્હોતી. તેઓ સમય આવ્યે જીવ આપે તેવા મનુષ્ય હતા. નીચતાથી તેમને ધૃણા હતી. એક સમયે ઇસ્કન્દ્રીઆમાં દુકાળ પડ્યો, લોકો અહીં તહીં ન્હાસવા લાગ્યા. ત્યાં એક સમ્પત્તિશાળી ખોજો હતો, તે ગરીબોને અન્ન આપતો, અને લાચાર વગેરેને સારી મદદ કરતો. સા'દી

પણ ત્યાંજ હતા. લોકોએ કહ્યું તમે પણ તે ખોજાના પરોણા થઈ જાઓ, તે ઉપર સા'દીએ કહ્યું:—

"સિંહ કદી પણ કુતરાનું જુઠું ખાતો નથી, પછી ભલે તે ભુખને લીધે મરી જાય તો શું?"

સા'દીને ધર્માંધપણા અને ધર્મધતિંગોની બહુજ ચીઢ હતી. તેઓ પ્રજાને મૂર્ખ અને સ્વાર્થી મુલ્લા ધર્મગુરૂઓના ફંદામાં પડતી જોઇ બહુજ દુ:ખી થતા. તેમણે કાશી–મથુરા–વૃંદાવન અને પ્રયાગના પાખંડી પંડીતોની પાપલીલાઓ જોઇ હોત તો તેમને આ વિષયમાં વિશેષ દુ:ખ થાત. છત્રધારી હાથી ઉપર બેસનારા મહંતો, પાલખીઓમાં ચંમર હલાવનારા પુજારીઓ, કલાકો સુધી તિલક મુદ્રામાં સમય વ્યતિત કરવાવાળા પંડીતો અને રાજા રજવાડાઓના દરબારનાં રમકડા થનારા મહાત્મા તેમની સમાલોચનાને કેટલી રોચક અને હૃદયગ્રાહી બનાવી નાખત? એક સમયે એક લખનારે બે જટાધારી સાધુઓને રેલ્વેમાં બેઠેલા જોયા. બને મહાત્મા એક સંયુક્ત કમ્પાર્ટમેટમાં બેઠેલા હતા, અને કોઇને પણ અંદર દાખલ થવા દેતા નહિં. સંયુક્ત કમ્પાર્ટમેટમાં એટલી તો મેદની હતી કે કોઇને ઉભાએ રહેવાની જગ્યા મળવી દુર્લભ થઇ પડી હતી. એક વૃદ્ધ મુસાફર ઉભો ઉભો થાકી જવાથી ધીમેથી સાધુઓના ડબામાં જઇ બેઠો.

પછી પુછવુંજ શું? સાધુઓની યોગ શક્તિએ પ્રચંડ રૂપ ધારણ કર્યું. તેઓએ વૃદ્ધ મુસાફરને ધમકીઓ આપી અને સ્ટેશન આવતા સ્ટેશન માસ્તરને જઇ ફર્યાદ કરી કે આ બુઢો સાધુઓને બેસવા આપતો નથી; સ્ટેશન માસ્તરે સાધુઓની ડીગ્રી વધારી આપી. ત્યાર બીજા યાત્રીઓ આ ભસ્મધારી જટાવાન સાધુઓના પ્રતાપને જોઇ અંજાઇ ગયા, અને કોઇએ પણ તે સાધુઓના ડબામાં દાખલ થઇ અપવિત્રતા પથરાવવાનો સાહસ કર્યો નહિ. એવીજ રીતે એજ લેખકની મુલાકાત રીવા ખાતે એક સંન્યાસી સાથે થઇ, તેઓ સ્વયં પોતાના બદામી વાળો ઉપર લજ્જીત હતા. લેખક મહાશયે તે સંન્યાસીને પુછ્યું; તમે શા માટે કંઇ ઉદ્યમ કરતા નથી? તે બોલ્યો, હવે ઉદ્યમ કરવાની જરૂરત નથી; અને કરીએ તોપણ શું કરીએ? મહેનત મજુરી તો થતી નથી. વિદ્યા અભ્યાસ કર્યો નથી, તેથી આ જીવન તો આવીજ રીતે વ્યતિત થશે હાં, ઇશ્વર પ્રત્યે પ્રાર્થના કરૂ છું કે બીજા જન્મમાં મને સદ્‌બુદ્ધિ આપે અને આ પાખંડમાં ફસાવે નહિં. સા'દીએ પણ એવી હજારો ઘટનાઓ જોઇ હશે, અને તેમાં કાંઈ આશ્ચર્ય જેવું છેજ નહી અને તેજ કારણે તેમનું દયાળુ દીલ પણ આવા પાખંડીઓ પ્રત્યે કઠોર થઇ ગયુ હશે.

સા'દી ઇસ્લામ ધર્મશાસ્ત્રના પૂર્ણ અભ્યાસી હતા, તેમની નીતિશિક્ષા સ્વર્ગ અને નર્ક તથા ભય ઉપર

અવલમ્બિત હતી. ઉપયોગવાદ તથા પરમાર્થવાદની તેમને ત્યાં ચર્ચા કોઈ કરતું નહિં. ખરી વાત તો એ છે કે સર્વ સાધારણમાં નીતિ ઉપદેશ આપવાની તેમને આવશ્યકતાજ વળી શું હતી? તે સદાચાર કે જેનો પાયો દર્શનના સિદ્ધાંત ઉપર રચવામાં આવેલ હોય છે તે ધાર્મિક સદાચારથી કેટલાક વિષયોમાં વિરોધ કરે છે, અને જો તેનું પુરેપુરૂં પાલન કરવામાં આવે તો સંભવ છે કે સમાજમાં ઘોર વિપ્લવ થઇ જવા પામે.

સા'દીએ સંતોષી જીવન વિતાડવા અને દરેક સ્થિતિમાં સતોષીત રહેવા માટે લડત કરી છે. આ તેમના સદાચાર શિક્ષાનો માત્ર એક મૂળ આધાર છે. તેઓ પોતે પરમ સંતોષી હતા. એક દીવસે તેમના પગમાં જોડા હતા નહિં, તેથી રસ્તે ચાલતા કષ્ટ થતું. આર્થિક દશા પણ એવી ન્હોતી કે જોડા વેચાતા લઈ શકે. તેથી ચિત્ત બહુજ ખિન્ન થઇ ગયું હતું, તેમને એ વાતની વેદના થતી આ દુઃખ્પદ સ્થિતીમાં તેઓ કૂફાની મસ્જીદમાં જઇ પહોંચ્યા, ત્યાં તેમણે દરવાજા ઉપર એક માણસને બેઠેલો જોયો, કે જેના પગજ ન્હોતા. તે પગ વીનાના માણસની દશા જોઇ સા'દી પોતાના પગમાં જોડા ન હોવાની વાત વિસરી ગયા, અને ચેત્યા. તુરતજ તેઓ મસ્જીદમાં દાખલ થયા, અને ઇશ્વરનો આભાર માન્યો કે મને પગ વીનાનો બનાવ્યો નથી. સા'દીને પગ હતા, એજ તેમનો જોડા પગમાં ન

હોવા વિષેનો સંતોષ! આ પ્રકારની શિક્ષા વર્તમાન વીસમી સદીના યુગમાં કંઇ વધારે પડતી કે હાંસી પાત્ર લેખાય તેમાં નવાઇ નહિં. આ તો અસંતોષનો સમય છે, સંતોષ માનવાનો યુગ તો ગયો. હવે રાત દીન હાય! વોય! મને આ આપો, તે પણ મને આપો! બધુંજ અમને જોઇએ, અને બધુએ મળી જતાં અમને કંઇ નથી મળ્યું, એવું કહીને લોકો પોતાની સંતોષ વૃત્તિનો નાશ કરી રહ્યા છે. દેશ તથા સમાજની ઉન્નતી તે અસંતોષપણાને આભારી સમજવામાં આવે છે. પણ સા'દીની સંતોષની શિક્ષા સદુદ્યોગની ઉપેક્ષા કરતી નથી. તેમનું કથન છે કે **"ઇશ્વર સમસ્ત સૃષ્ટિની ભુખ મટાડે છે, પણ પોતાની જીવિકા માટે પ્રયત્ન કરવો તે દરેક મનુષ્યનું પરમ કર્તવ્ય છે."**

સા'દીની ભાષા લાલીત્યની ખુબી ગુજરાતી અનુવાદમાં દર્શાવવી અતિ કઠીન છે, તથાપી તેમની કથાઓ અને વાક્યોથી તેમની શૈલીનો કંઇક અંશે પરિચય થઇ શકે તેમ છે. નીસ્સંદેહ તેઓ સમસ્ત સાહીત્યસંસારના એક સમુજ્વલ રત્ન હતા, ભાવોના સમજનારા, અને ભાષા લાલીત્યના રસાસ્વાદન કરનારા મનુષ્યો જ્યાં સુધી આ સંસારમાં રહેશે ત્યાં સુધી સા'દીનું સુયશ જીવન અમર રહેશે; અને તેમની પ્રતિભા વિષે લોકો આદર કરશે.

**મહાત્મા શેખ સા'દીની મુસાફરી.** તે સમયે ઇસ્લામીઓમાં સહુથી વધુ મુસાફરી કરનાર તરીકે 'ઇબ્નબતતા'ની ગણત્રી થતી હતી, ત્યારે સા'દીના વિષયમાં પણ એવી માન્યતા થવા પામી હતી કે 'બતતા'ની મુસાફરી કરતાં સા'દીની મુસાફરીઓ ઓછી ન્હોતી. તે સમયનાં સભ્ય સંસારમાં કોઈ એવું સ્થાન ન્હોતું કે જ્યાં "શેખ સા'દી" ગયા ન હોય. તેઓ હંમેશા પગે ચાલીને મુસાફરી કરતા હતા. આ ઉપરથી એટલું તો સ્પષ્ટ જણાશે કે સા'દીની તંદુરસ્તી અને શકિત કેટલી હતી, અને તેઓ કેટલા મહેનતુ હતા. સાધારણ વસ્ત્રો સિવાય તેઓ બીજું કાંઇ સાથે રાખતા ન્હોતા. હા, સ્વરક્ષા માટે એક કુહાડી રાખતા હતા. આજ કાલના મુસાફરો જેવી રીતે સાથે "ગાઇડ" રાખી જ્યાં જ્યાં જાય, ત્યાંની નોંધ ગજવાની નોંધ બુકમાં કરી પોતાની મુસાફરીનો અહેવાલ પ્રગટ કરાવવા અને તેમ કરી પોતાની વિદ્વતા દર્શાવવા પ્રયત્નો કરે છે, તેમ કરવાનો સા'દીનો ઉદ્દેશજ ન્હોતો. તેઓ જ્યાં જતાં ત્યાં મહીનાઓ સુધી રહી ત્યાંના રહેવાસીઓના રિતરીવાજ, રહેણી કરણી અને આચાર વિચાર જોતા, વિદ્વાનો સાથે સત્સંગ કરતા; અને જે વિચિત્ર બાબતો જોતાં તે પોતાના સ્મરણકોષમાં સંગ્રહ કરતા. તેમનું ગુલીસ્તાન અને બોસ્તાન આ બંને પુસ્તકો તેમના અનુભવોનું ફળ છે. તેમના પુસ્તકોમાં ગપાટાઓ નથી.

તેમની દ્રષ્ટિ હંમેશ એવા ભાવો ઉપર રહેતી કે જેમાં કોઇ સદાચાર સંબંધી પરીણામ નીકળવા પામે, જેમાંથી મનોવેગ અને વૃત્તિઓનું જ્ઞાન મળે, જેમાથી મનુષ્યની સજ્જનતા અને દુર્જનતાનો પત્તો મળી શકે.

સદાચરણ, પારસ્પરિક વ્યવહાર અને નિતિપાલન ઉપદેશોના વિષયો હતા. તેઓ એવી ઘટનાઓના વિચારો કરતા હતા કે જેથી તે ઉચ્ચ ઉદ્દેશોની પૂર્તિ થવા પામે. એ વધુ આવશ્યકતાભર્યું ન્હોતું કે તે વિચારો અદભુદ્તાથી ભરેલા હોય. આજના યુવાનો માત્ર "અદભુદ્તા" ઇચ્છે છે. ત્યારેજ નહિં બનતી બીનાઓ જાહેરમાં લખાય તેમજ ભજવાય છે. પણ સા'દી એવી સાધારણ વાતો-માંથી પણ એવા સિદ્ધાંતો શોધી કાઢતા હતા કે જે સાધારણ બુદ્ધિ પણ માન્ય કરી શકે. તેના થોડાક ઉદા-હરણોથી તેમની સુક્ષ્મદર્શીતા સ્પષ્ટ થઇ જશે.

# મહાત્મા શેખ સા'દીના મુસાફરીના અનુભવો.

## ખંડ ૨ જો.

**મહાત્મા શેખ સા'દીને મુસાફરીના અનુભવો.**

શેખ સા'દીએ ભારતવર્ષની યાત્રા કરી હતી, કેટલાક વિદ્વાનો અનુમાન કરે છે કે તેઓ ચાર વખત હિંદુસ્થાનમાં આવ્યા હતા પરંતુ તેનું કોઇ પ્રમાણ નથી, પણ તેમનું હિંદમાં એક વખત પધારવું નિર્ભ્રાન્ત છે. તેઓ ગુજરાત સુધી આવ્યા હતા, કદાચ ત્યાંથી પાછા વળ્યા હશે સોમનાથના વિષયમાં તેમણે એક બીના લખી છે, જે કદાચ સાંદીના યાત્રવૃત્તાંતમા સહુથી વધારે કૌતૂહલજનક છે.

**સોમનાથમાં શેખ સા'દી.**

જ્યારે હું સોમનાથ પહોંચ્યો, ત્યારે મેં જોયું તો ત્યા કેટલાક સ્ત્રી પુરૂષો મંદિરના દ્વારે ઉભા હતા. તેઓમાંથી અનેકો દુરદુરથી મુરાદો મંગવા આવ્યા હતા. મને તેઓની મૂર્ખાઈ ઉપર

ખેદ થયો. એક દિવસે મેં કેટલાક માણસો સમક્ષ મૂર્તિપૂજાની નિંદા કરી, તેથી મંદિરમાં ઘણા પૂજારીઓ ભેગા થઇ ગયા. તે જોઈ હું બ્હીધો કે તેઓ રખેને મને મારવા ન લાગે. મેં કહ્યું,–"મેં કોઈ યે વાત અશ્રધ્ધાએ કરી નથી. હું પોતેજ આ મૂર્તિ ઉપર મોહિત છું પણ હજી હું અહિંના ગુપ્ત–રહસ્યોને જાણતો નથી, તેથી ઇચ્છુ છું કે એના તત્વનું પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરી ઉપાસક બનું." પૂજારીઓને મારી આ વાત પસંદ પડી અને તેઓએ કહ્યું કે 'આજે રાતના તું આ મદિરમાં રહે.' પ્રાતઃકાળે જ્યારે નગરવાસીઓ ત્યાં એકત્ર થયા, ત્યારે તે મૂર્તિએ પોતાના હાથો ઉંચા કર્યા. જાણે કોઇ પ્રાર્થના કરી રહ્યા હોય. આ દ્રશ્ય જોતાં બધા શ્રદ્ધાળુઓ જય–જય પોકારવા લાગ્યા. જ્યારે બધા લોકો ચાલ્યા ગયા, ત્યારે પૂજારીએ હસતા મને કહ્યું,–'કેમ? હવે તો કંઈ શંકા રહી નથીને?' હું કૃત્રિમ ભાવ કરી રડવા લાગ્યો અને લજ્જા પ્રકટ કરી; તેથી તે પૂજારીને મારા ઉપર વિશ્વાસ જામ્યો. હું કેટલાક દિવસો માટે તેઓમા ભેળાઇ ગયો. જ્યારે મંદિરવાળાઓનો મારા ઉપર સંપૂર્ણ વિશ્વાસ જામ્યો, ત્યારે એક રાત્રે અવસર મેળવી મેં મદિરનું દ્વાર બંધ કરી નાખ્યું, અને મૂર્તિના સિંહા-

સન નિકટ આવી ધ્યાનથી જોવા લાગ્યો ત્યાં મને એક પરદો દેખાયો. જેના પછવાડે એક પૂજારી બેઠો હતો તેના હાથમાં એક રસી હતી. તરતજ હું પામી ગયો કે જ્યારે આ પૂજારી રસીને તાણે છે, ત્યારે મૂર્તિના હાથ ઉંચા થવા પામે છે. અને એનેજ લોકો દૈવિક બીના સમજે છે.

જો કે સા'દી મિથ્યાવાદી ન્હોતા, તે છતાંયે આ વૃત્તાંતમાંની કેટલીક વાતો એવી છે કે જે તર્કની કસોટી ઉપર કસી શકાતી નથી, પણ એથી એટલું માનવાને આપણને સવળતા થશે કે સા'દી ગુજરાતમાં આવ્યા હતા, અને સોમનાથમાં રહ્યા હતા.

**હૃદયની તૃષ્ણા.** મને 'કેશ' નામક દ્વિપમાં એક વેપારી સાથે મળવાનો પ્રસંગ પ્રાપ્ત થયો તેની પાસ સરસામાનના બોજાઓ ઉપાડેલા ૧૫૦ ઉંટ અને ૪૦ સેવકો હતા તેમણે મને પોતાનો અતિથિ બનાવ્યો. આખી રાત તે પોતાની રામકથા સંભળાવતો રહ્યો. મારો એટલો બધો સામાન તુર્કસ્થાનમાં પડેલો છે, તેટલો સામાન ત્યાં છે. મારૂં ઘર અમુક સ્થળે છે, મારી જાગીર મોટી છે, વગેરે. ત્યારે તે ફરી કહેતો

કે મને મિસર જવાની ઉત્કંઠા છે, પણ ત્યાંનું પાણી હાનીકારક છે એવી વાતો તે વેપારી કરતો હતો. વળી કહેતો જનાબ શેખ સા'દી સાહેબ! મારો વિચાર એક બીજી મુસાફરી કરવાનો છે. જો તે પુરી થઈ જાય, તો પછી હું એકાંતવાસ કરીશ. મેં પુછ્યું કે તે કઈ યાત્રા છે? ત્યારે તેણે કહ્યું કે પારસ દેશનું ગંધક હું ચીન લઈ જવા ચાહું છું, કારણ કે ત્યાં તેની કિંમત સારી મળે છે. અને ચીન દેશના પ્યાલા "રોમ" લઈ જવા ચાહું છું અને ત્યાથી રોમના "દેબા*" લઇને હિંદુસ્થાનમાં અને હિંદુસ્થાનની પોલાદ (Steel) 'હલબ' દેશમાં અને 'હલબ' દેશનો આરસો 'યમન' દેશમાં અને યમન દેશની ચાદરો+ લઇ 'પારસ' ખાતે પાછો વળીશ. તે પછી માત્ર એક દુકાન કરી બેસીશ, ત્યારે મુસાફરીઓ કરવાનું માંડી વાળીશ. આગળ ઉપર તો ઇશ્વર માલીક છે" તેની આ મહાન તૃષ્ણાઓ જોઈ હું તો ઉકળી ગયો અને બોલ્યો:—

"આપે સાંભળ્યું હશે કે "ગોર"નો એક નામાંકિત વેપારી જ્યારે ઘોડા ઉપરથી પડીને મરવા લાગ્યો

---

* એક જાતનુ રેશમી કાપડ

\+ ચાદર-મુસ્લીમ સ્ત્રીઓને ઓઢવાની હોય છે.

ત્યારે તેણે ઉંડો નિશ્વાસ નાંખતા કહ્યું—"મનની તૃષ્ણાઓ મનુષ્યની આ બે આંખો સંતોષી શકે છે કાં'તો કબ્રની માટી."

**ભુખ્યાને શું જોઇએ ?**

એક થાકયો પાકયો મુસાફર કોઇ ધનવાનના ઘરે જઈ ચઢયો. તેને અતિષય ભૂખ લાગેલી હતી. ગરીબ હોવાથી તે ભૂખને પોષી શકતો નહિં. તે ધનવાનને ત્યાં બે ચાર માણસો આનંદમાં બેસી રસભરી વાતો કરી રહ્યા હતા, જો કે તે ભૂખ્યા ગરીબને તેમાં જરાએ રસ પડતો ન્હોતો. અંતે જ્યારે ગૃહસ્વામીએ કહ્યું. "સાહેબ! તમે પણ કંઇ વાત કરોને, મુંગા કેમ ઉભા છો?" ત્યારે તે ગરીબ ભૂખ્યા મુસાફરે કહ્યું —સાહેબ, હું ગરીબ ભૂખ્યો માણસ છું. મને કંઈ ખાવાને આપો, વાતોથી પેટ ભરાશે નહિં. ખાવાનું આપશો તો મારી ભૂખ ભાંગશે." ત્યારે ગૃહ- સ્વામીએ ખાવાનું આપવા માટે સેવકને હુકમ કર્યો. સુફરો પાથરવામાં આવ્યો, ખાવાની વસ્તુઓ ગોઠવવામાં આવી, પણ કોઇએ તેને ખાવાને જણાવ્યું નહિં. એટલામાં સેવક આવીને બોલ્યો "સાહેબ, હજી "કોફ્તા" તૈયાર થયા નથી, માટે જરા થોભી જાઓ." ગૃહસ્વામીએ પોતાના

સેવકના વચનને અનુમોદન આપતા કહ્યું, 'હા, સાહેબ! જરા થોભી જશો, "કોફતા" તૈયાર થાય છે." ત્યારે તે ભૂખ્યા ગરીબે કહ્યું:--

"કોફતા દર મફરએ માગો મુબાશ,"
"કોફતારા નાને-તિહી કોફતાસ્ત."

ભાવાર્થ:—"મને કોફતાની જરૂર નથી, ભુખ્યા માણસને માત્ર રોટલાજ કોફતા સમાન છે."

**મનુષ્યની કિંમત.** એક સમયે હું મારા સ્નેહી-બંધુઓથી છૂટો થઇ ફિલસ્તીનના જંગલમાં રહેવા લાગ્યો, તે સમયે મુસલમાનો અને યાહુદીઓ લચ્ચે લડાઇ થતી હતી, એક દિવસે મને યાહુદીઓએ કેદ પકડી ખાડી ખોદવાના કામે લગાડયો. હું તે અવસ્થામાં કેદ હતો, થોડા દિવસો વિત્યા બાદ એક ધનાઢય ગૃહસ્થ કે જે મને ઓળખતા હતા તેમને મારા ઉપર દયા આવી તેથી ૧૦ દિનાર આપી મને કેદથી મૂક્તિ અપાવી પોતાને ઘેર લઇ આવ્યા. કેટલાક દિવસો પછી પોતાની પુત્રી સાથે મારા લગ્ન કરાવી આપ્યા. તે સ્ત્રી બહુ કર્કશા હતી. આદર સત્કાર તો બાજુએ રહ્યું, પણ તેણી એક દિને ક્રોધીત

થઇ બોલી, કેમ સાહેબ! તમે તેજ માણસ છો કે જેને મારા પિતાએ ૧૦ દિનાર આપી ખરીદેલા. મેં કહ્યું હા, હું તેજ માણસ છુ કે તમારા બાપે મને ૧૦ દિનારમાં ખરીદી તમારા હાથમાં ૧૦૦ દિનારે વેચ્યા છે. આ તો તેજ કહેવત થઈ કે એક ધર્મ-નિષ્ટ પુરૂષે એક બકરી દયા ભાવે રૂપીઆ આપી છોડાવી ઘેર લાવ્યા બાદ તેનેજ બીજા દિવસે કાપી મારી ખોરાક કર્યો.

**અજાણ મુસાફર.** મને ચાર ભિક્ષુક મુસાફરો રસ્તે મળ્યા. હું એકલો મુસાફરી કરી રહ્યો હતો, મેં તેઓને કહ્યું કે મને પણ તમો સાથે લઇ લ્યો. ત્યારે તેઓએ કહ્યું કે–અમારી સાથે તમને મુસાફ-રીએ લઇ જઇ ન શકીએ. ત્યારે મેં તેઓને કહ્યું કે ભિક્ષુકો પવિત્ર મનના હોવા જોઇએ, તમારે એવો ઉત્તર આપવો ન ઘટે. ત્યારે તે ભિક્ષુકોમાંથી એક જણ બોલ્યો કે, અમો કોઇપણ અજાણ માણસને સાથે કદીએ મુસાફરીએ ન લઇ જઇએ એવી અમારી પ્રતિજ્ઞા છે, કારણ કે અગાઉ અમોએ એક મુસાફરને સાથે લીધો હતો, પણ જ્યારે અમો

એક કિલ્લાના દ્વારે પહોંચ્યા ત્યારે તે અજાણ મુસાફર અમારો લોટો લઇ લઘુ શંકાએ ગયો. ગયો તે ગયોજ, પછી તે દેખાયોજ નહિં. પણ તેણે એટલાથી સંતોષ ન માનતા કિલ્લામાં જઇ કંઇ ઝવેરાતની ચોરી કરી, જે કારણે અમને કેદ કરવામાં આવ્યા. બહુએ શ્રમ અને તપાસ પછી તે લુચ્ચો પકડાયો અને અમો છુટવા પામ્યા. ત્યારથી અમોએ એવો નિશ્ચય કર્યો છે કે કોઇ અજાણ મુસાફરને મુસાફરીમાં સાથે રાખવો નહિં.

**ખાય તે મરે.** "ખુરાસાન" ના યુવકો સાથે ભિક્ષુકો મુસાફરી કરી રહ્યા હતા. તેઓમાંથી એક વૃદ્ધ બે દિવસના અંતરે ખોરાક લેતો ત્યારે બીજો યુવાન દિવસમાં ત્રણ વાર જમતો. ભોગ સંજોગે તેઓ મુસાફરી કરતા કોઇ જંગલમાં જઈ પહોંચ્યા, ત્યાં તેઓ જાસૂસ છે એવી શંકાએ પકડાયા અને એક કેદખાનામાં કેદ રખાયા. બે સપ્તાહ પછી રાજાને ખબર પડી કે તેઓ મુસાફર છે અને નિરપરાધી છે તેથી તેઓને છોડી મેલવાનો હુકમ કરવામાં આવ્યો. કેદખાનાનું દ્વાર ઉઘડવામાં આવતાં તે યુવાન મરણ પામેલો જણાયો અને તે વૃદ્ધ જીવતો હતો. તેથી

લોકોમાં ઘણીએ ચર્ચા થવા પામી. એટલામાં એક બુદ્ધિમાન પુરૂષ તે રસ્તેથી જતો હતો તેણે કહ્યું કે એમાં આશ્ચર્ય શું છે? જો એ જીવતો નિકળતે તો આશ્ચર્ય કરવું વ્યાજબી ગણાત.

**હાજી તે ઉંટોજ છે? + + +**

એક વર્ષે હાજીઓના કાફલામાં ફાટ પડી ગઇ. હું પણ તેઓ સાથે યાત્રા કરી રહ્યો હતો. અમોએ ખુબ લડાઇ કરી; એક ઉંટવાળાએ અમારી આ દશા જોઇ પોતાના એક સાથીને કહ્યું, 'ખેદની વાત છે કે શેતરંજના પ્યાદાઓ તો જ્યારે મેદાન પાર કરી જાય છે, ત્યારે તેઓ વજીર થવા પામે છે, પણ 'હાજી' પ્યાદાઓ જેમ જેમ આગળ વધતા જાય છે તેમ તેમ અગાઉ કરતા પણ વધુ ખરાબ થતા જાય છે.' તેણે હાજીઓને કહ્યું,—"તમે શું હજ કરશો. હાજી તો આ તમારા ઉંટોજ છે કે જેઓ કાંટાઓનું દુઃખ સહન કરતા ભાર ઉંચકી મુસાફરી કરે છે."

**સત્કારમાં સ્વાગત કે ભોજન? +**

રોમ દેશમાં એક સાધુ મહાત્માની પ્રશંસા સાંભળી અમો તેમને મળવા ગયા, તેમણે અમારી આગતા સ્વાગતા કરી,

પરંતુ ખાવાનું આપ્યું નહિં. રાત્રે તેઓ પોતાની માળા ફેરવતા રહ્યા, પણ અમને ક્ષુધાનાં કારણે નિંદ્રા ન આવી. બીજા દિને સવાર થઇ ત્યારે પુનઃ તેઓએ પ્રથમ જેવું આગત સ્વાગત કરવાનું આરંભ્યું. તેથી અમારા એક બોલકણા મિત્રે કહ્યું,--"મહાત્મન્! અતિથિ માટે આ સત્કારથી વધુ જરૂર તો ભોજનની છે. ભલા! એવી ઉપાસનાથી કદી ઉપકાર થઇ શકે કે જ્યારે ઘરમાં કેટલાક અતિથિઓ ભૂખ કારણે પાસાં બદલતા હોય?"

**સિંહપર સ્વારી.** એક સમયે મેં એક મનુષ્યને સિંહપર સ્વાર થએલો જોયો. ભયથી હું કંપી ઉઠયો. તેણે મારી આ દશા જોઈ હસતા કહ્યું--"સા'દી બ્હીએ છે શાને? આ કોઇ આશ્ચર્યની વાત નથી. જો મનુષ્ય ઇશ્વર આજ્ઞાથી મૂખ ન ફેરવે તો તેની આજ્ઞાથી કોઇ મૂખ ફેરવી શકેજ નહિં.

**સા'દીનું શિરાઝમાં પુનરાગમન.** ત્રીસ ચાલીસ વર્ષ સૂધી ભ્રમણ કરવા પછી સા'દીને પોતાની જન્મભૂમીનું સ્મરણ થયું. જે સમયે તેઓ શિરાઝથી નિકળ્યા

હતા, ત્યારે ત્યાં અશાંતી પથરાએલી હતી. એ કુદશાના પરીણામે તેમજ વિદ્યા લાભની ઇચ્છાએ પ્રેરીત થઇ સા'દીએ દેશ ત્યાગ કર્યો હતો. પણ શિરાઝની હવે તે દશા ન્હોતી. સા'દ બીન જંગી મૃત્યુ પામી ચૂકયો હતો, તેનો પુત્ર અતાબક અબ-બક્ર રાજગાદી ઉપર હતો, એ ન્યાયપ્રિય અને રાજ-કાર્યકુશળ રાજા હતો. તેના સુશાસને દેશની બગડી ગએલી સ્થિતિને અવશ્ય સુધારી હતી. શેખ સા'દી સંસારને જોઇ અનુભવ લઇ ચૂકયા હતા. અવસ્થા પણ એટલી થવા આવી હતી કે જ્યારે મનુષ્યને એકાંતવાસની ઇચ્છા થવા લાગે છે અને સસારિક ઝઘડાઓથી મન ઉદાસીન થઇ જાય છે. અનુમાનથી કહી શકાય છે કે શેખ સા'દી લગભગ ૭૦ વર્ષની વયે શિરાઝ ખાતે પાછા વળ્યા હતા. શેખ સા'દીની પધરામણી વેળાએ આવકાર આપવા માટે રાજા તથા પ્રજા ઉભયે ઉત્સાહભર્યો ભાગ લીધો હતો. પણ શેખજીએ તો એકાતમા રહેવાનુ વધારે પસંદ કર્યું, અને તેઓ પોતાનો મોટો સમય એકાંતવાસમાં વિતા-ડવા લાગ્યા. જે સંબંધેનો ઇશારો તેમણે પોતાના ગુલીસ્તાનની પ્રસ્તાવનામાં કર્યો છે, તેઓ રાજ દર-બારમાં બહુજ ઓછા આવતા જતા, તેમજ સમા-

જથી પણ તેઓ છેટાજ રહેતા. એનું વિશેષ કારણ એ પણ હોઈ શકે કે રાજા અતાબક અબૂબકુને વિદ્વાનોની કેટલાક અંશે ચીઢ હતી. રાજા તેવાઓનેજ પાખંડી અને લુચ્ચા ગણતો. અનેક સર્વ સામાન્ય વિદ્વાનોને તેણે દેશપાર કર્યા હતા, ત્યારે તે વિરૂદ્ધ અનેક મૂર્ખ અને અભણ અજ્ઞાન ફકીરોની તે આગતાસ્વાગતા કરતો. જેટલો વધારે અભણ ફકીર હોય તેટલીજ તેની વધારે કિંમત અને કદર કરતો. શેખ સા’દી વિદ્વાન હતા, અને મુલ્લા પણ હતા; જો તેઓ પ્રજામાં ભેળાતે અને તેમની સાથે હરફર કરતે તો જરૂર તેમના ગૌરવમાં વધારો થતે અને લોકો તેમને વધુ માન આપતે; અને બાદશાહને તેમનાથી બ્હીક રહેતે. અને જો તેઓ રાજ દરબારના ઉપાસક થતે તો વિદ્વાનો તેમના ઉપર કટાક્ષો કરતે, એની ના પાડી શકાય નહિં. તેથીજ સા’દી રાજા અને પ્રજાથી દુર રહ્યા, અને તેમાં તેઓ પોતાનું કલ્યાણ સમજતા વળી તટસ્થ રહી તેઓ ઉભયના કૃપાપાત્ર થઇ પડયા. તેમણે ગુલીસ્તાન અને બોસ્તાનની રચના શિરાઝમાંજ કરી છે, બને પુસ્તકોમાં સા’દીએ મૂર્ખ સાધુ અને ધુતારા ફકીરોના બહુજ સારી રીતે ખબર લીધી છે અને રાજા-બાદશાહને પણ ન્યાય

તથા ધર્મનો ઉપદેશ આપ્યો છે. અંધશ્રદ્ધા ઉપર તેમણે અનેક સ્થળોએ કટાક્ષો કર્યા છે તેમનું તાત્પર્ય એ હતું કે અતાબક અબબક્ર સચેત થઇ જાય અને વિદ્વાનો સાથે દ્રોહ કરતો અટકે. સા'દીને રાજા કરતા યુવરાજ ઉપર વધારે સ્નેહ હતો. તેનું નામ ફખરૂદ્દીન હતું. તે બગદાદના રાજા પાસે કંઇ નજરાણું લઇને ગયો હતો અને શિરાઝ ખાતે જ્યારે તે પાછો ફરતો હતો, ત્યારે તેને માર્ગમાજ બાદશાહના મરણના સમાચાર મળ્યા. યુવરાજ મોટો પિતૃભક્ત હતો તે પિતાના મરણના સમાચાર સાભળી માંદો પડયો અને શોકાવસ્થામાં માર્ગમાજ મરણ પામ્યો. આ બંને મૃત્યુના કારણે શેખ સા'દીને એટલો બધો શોક થયો કે તેઓ શિરાઝથી પુનઃ નિકળી પડયા.

દેશ ત્યાગ કરવા સમયે તેમણે આ પદ લખેલું;—

દિલમ અઝ સોહબતે, શિરાઝ બકુલ્લી બેગેરેફત;
વખ્ત આન અસ્ત પુરસી, ખબર અઝ બગદાદ્દમ.
સા'દીયા હુબ્બે વતન, ગરચે હદીસ અસ્ત સહિહ;
નતવાન મર્દ બે સખ્તી, કે મન ઇન્જા ઝાદમ."

**ભાવાર્થઃ**—મારૂં હૃદય શિરાઝથી ઉઠી ગયુ છે, અને હવે તે સમય આવ્યો છે કે બગદાદની ખબર મને

પૂછો . સા'દી સ્વદેશ પ્રત્યે પ્રેમ રાખવાની વાત જો કે ખરી છે, પણ હું જન્મભૂમી ઉપરના દુઃખને સહન કરી શકતો નથી.

સા'દી ઘણા દિવસો સુધી દેશ પર્યટન કરતા રહ્યા. એમ જણાય છે કે તેઓ કેટલાક સમય પછી ફરી શિરાઝ ખાતે આવ્યા હતા. કારણ કે તેમનું અવસાન શિરાઝમાંજ થવા પામ્યું હતું. તેમની કબ્ર હજી સુધી દેખાય છે. લોકો તેની ઝિયારત (દર્શન) કરવા જાય છે પણ તેમના વશ સંબંધે કંઇ વિગત મળતી નથી. સમ્ભવ છે કે સા'દીનું મૃત્યુ ૧૨૯૧ ઇસ્વીના લગભગ થવા પામ્યું હતું. તે સમયે તેમની અવસ્થા ૧૧૬ વર્ષની હતી. ભાગ્યેજ કોઇ સાહીત્ય સેવકે ૧૧૬ વર્ષનું લાંબુ જીવન ભોગવ્યું હોય!"

---

*શેખ સા'દીના જન્મ અને મરણ તારીખ સબંધે જુદા જુદા લેખકો મતભેદ ધરાવે છે, તેથી તેમની વય સબંધે પણ મતભેદ છે, થોડાક લખનારાઓએ લખેલ ઇસ્વ સવત અત્રે આપવામાં આવે છે.

| લખનારનું નામ. | જન્મ. | મરણ. |
|---|---|---|
| એલ. કારમન,આઇંગ. | ૧૧૯૩. | ૧૨૯૧. |
| એ સી. પી | ૧૧૭૫. | ૧૨૯૧. |
| શ્રીયુત પ્રેમચંદ. | ૧૧૭૨. | ૧૨૮૮. |
| એ હાર્ટ એડવર્ડઝ. | ૧૧૭૫. | |
| ડી. એફ. મુલ્લા | ૧૧૭૫, | ૧૨૯૧. |

સા'દીના પ્રેમીઓમાં અલાઉદ્દીન નામનો એક બહુજ ઉદાર ગૃહસ્થ હતો. જે દિવસોમાં યુવરાજ ફખરૂદ્દીનના મૃત્યુ પછી શેખ સા'દી બગદાદ ગયા હતા, ત્યારે અલાઉદ્દીન ત્યાંના સુલતાન અબાકાખાનો વઝીર હતો. એક દિવસે માર્ગમાં તે સા'દીને મળ્યો. તેણે સા'દીને બહુજ માન આપ્યું. તે સમયથી તે અત્યંત કાળજી પૂર્વક સા'દીની ભક્તિ અંત સુધી કરતો રહ્યો. સા'દી તેના આપેલા દાનમાંથી ગરીબોને દાન કરતા હતા. એક દિવસે એમ થયું કે અલાઉદ્દીને પોતાના ગુલામ સાથે સા'દીને ૫૦૦ દિનાર મોકલ્યા. ગુલામ જાણતો હતો કે શેખ સાહેબ કદી કોઇ ચીજને ગણતા નથી. તેથી તેણે લુચ્ચાઇ કરી ૧૫૦ દિનારો તેમાંથી કાઢી લીધા. સા'દીએ અલાઉદ્દીનને ધન્યવાદ આપવા માટે એક કવિતા લખી મોકલી જેમાં ૩૫૦ દિનાર મળ્યાની વિગત લખી હતી, અલાઉદ્દીન તે કવિતા વાંચી બહુજ લજ્જીત થયો અને તે ગુલામને દંડ કર્યો, તેમજ શિરાઝ ખાતે પોતાના એક મિત્રને અલાઉદ્દીને લખી મોકલ્યું કે શેખ સા'દીને ૧૦ હજાર દિનાર આપો પણ અલાઉદ્દીનનો એ પત્ર પહોંચે તે અગાઉ બે દિવસ ઉપર તેમના મિત્ર પરલોકવાસ પામ્યા હતા. દિનાર પછી કોણ આપે? તે પછી અલાઉદ્દીને પોતાના એક પરમ

વિશ્વાસુ મનુષ્યના હાથે સા'દી પાસે ૫૦ હજાર દિનાર મોકલાવ્યા. આ ધનથી સા'દીએ એક ધર્મશાળા બંધાવી અને મરણ સુધી શેખ સા'દી આ ધર્મશાળામાં નિવાસ કરતા રહ્યા, અને તેમાજ હાલ તેમની સમાધી (કબ્ર) છે. એ સ્થળને સા'દાયહ તરીકે ઓળખવામા આવે છે.

---

# મહાત્મા શેખ સા'દીની રચના અને તેનું મહત્વ.

## ખંડ ૩ જો.

ગુલીસ્તાન અને બોસ્તાનની
× × × × રચના.

૧,૭૫,૦૦૦ રૂપીઆની કિંમતનું
× × × ગુલીસ્તાન.

જુદા જુદા કવિ તથા લેખકો સાથે
× × × સરખામણી.

ગુલીસ્તાનની પ્રસ્તાવના. ×

[illegible] અ[illegible] બોસ્તાનની: રચના

સા'દીએ રચેલા ગ્રંથોની સંખ્યા ૨૪ થી અધિક છે. તેમાંના × ચાર ગ્રંથો કેવળ ગઝલોના છે. × એકાદ ગ્રંથમાં કસિદાઓ છે જેમા સમય સમયના બાદશાહો અથવા તેમના વઝીરોની પ્રશંસા છે તેમાંની એક અરેબીક ભાષામાં છે બે ગ્રંથો ભક્તિ માર્ગ ઉપર લખાયા છે, તેમની દરેક રચનામાં મૌલિકતા અને તેજ વિદ્યમાન છે. અનેકાનેક સુપ્રસિદ્ધ મોટા કવિઓએ સા'દીને ગઝલોના રાજા તરીકે ઓળખાવ્યા અને માન્યા છે, તોએ સા'દીની ખ્યાતી તેમજ કિર્તિ વિશેષ કરીને તેમના "ગુલીસ્તાન" અને "બોસ્તાન" ઉપર નિર્ભર છે. સા'દીએ સદાચારનો

ઉપદેશ કરવા જન્મ લીધો હતો; તેમના કસિદા અને ગઝલોમાં પણ એજ ગુણ પ્રધાન છે તેમણે કસિદાઓમાં ભાટપણું કર્યું નથી, ખોટા વખાણો કર્યા નથી. તેમજ ગઝલોમાં વિયોગ અને મીલન, કમર અને વાળો તથા આંખ વગેરેના દુઃખડાને તેઓ રડયા નથી. કયાંયે સદાચાર અને વિનયનો તેમણે ત્યાગ કર્યો નથી. "ગુલીસ્તાન" અને "બોસ્તાન"ની વાતજ શી કરવી? તેમાં તો સદાચાર અને રૂડી શીખ સિવાય કંઇ છેજ નહિં ઉપદેશ અને શીખામણના વિષયને આજકાલના લેખકો શુષ્ક સમજે છે. ઉભય પુસ્તકોને ફારસી સાહિત્યના સુર્ય અને ચંદ્રની ઉપમા આપવી તે અયોગ્ય તો નથીજ. ઉપદેશ એ વિષય હમેશાં પોતાના કડવા અને નીરસ વાતોના લીધે અપ્રિય છે. શીખામણ કોઇને પણ ભાગ્યેજ સારી લાગે, તેથીજ વિદ્વાનોએ આ કડવા અને નીરસ ઔષધને અન્ય માર્ગોદ્વારા થોડું થોડું પીરસવાનુ ઉચિત માન્યુ છે કોઇ ચીલ કાગડાની વાતો લખે છે, કોઇ કલ્પીત કથાઓ ઘડે છે, ત્યારે કોઇ મિઠાં મરી સાથે વસ્તુ પીરસે છે, પણ સાંદીએ આ કઠિન કાર્યને એવી વિલક્ષણ કુશળતા અને બુદ્ધિમત્તાએ પુરો કર્યો છ કે તેમના ઉપદેશો મૂળ કાવ્ય કરતાં

પણ વિશેષ સરસ અને સુબોધક થઇ પડયા છે. એવો ચતુર ઉપદેશક કદાચિત કોઇ અન્ય દેશમાં ઉત્પન્ન થયો હોય."

સાદીમાં સર્વોત્તમ ગુણ વાક્યનિપૂણતાનો હતો. જે સ્વભાવિકજ હોય છે, તેની ઉદ્યોગથી પ્રાપ્તિ થતી નથી. તેઓ જે વિષય ઉપર લખે છે, તેનું વર્ણન એવા તો ભાવપણ ઉત્કૃષ્ટ શબ્દોમાં કરે છે કે જેની કલ્પનાએ અન્ય કરી શકે નહિં. તેમાં કટાક્ષ કરવાની ગુપ્ત પણ પ્રબળ શકિત સાથે સાથે એવી માર્મિકતા હોય છે કે જેથી વાંચનારા અને સાંભળનારાઓ મુગ્ધ થઇ જવા પામે છે. ઉદાહરણ—એ બીના કે પેટ પાપી છે, અને તે કારણે મનુષ્યને અનેક સંકટો ખમવા પડે છે. તેનું વર્ણન સાદી આ પ્રમાણે કરે છે:—

"**અગર જોરે શિકમ ન બુદે,**
**હેચ મૂર્ગ દર દામ ન ઉફતાદે.**
**બલ્કિ સૈયાદ ખુદ દામ ન નિહાદે.**"

**ભાવાર્થ**—"આ પેટની જો ચિંતા ન હોત તો કોઇ ચકલી જાલમાં સપડાતેજ નહિં, તેમજ કોઇ શિકારી જાલજ પાથરતે નહિ"

એજ પ્રકાર આ બીનાને કે ન્યાયાધિશ પણ લાલચને વશ થઇ જાય છે, તેનું વર્ણન તેઓ આ પ્રકારે કરે છે:—

"હુમા કસરા દન્દાં બતુર્શી કુન્દ ગન્દહ,
મગર કાઝિયાંરા બાશરીના!"

**ભાવાર્થ**—"અન્ય મનુષ્યોના દાંતો ખટાશથી ઢીલા થઇ જાય છે, ત્યારે ન્યાયાધિશોના મીઠાઇથી!"

શેખ સા'દીને લખવાનું એ હતું કે ભિક્ષા માંગવી જે નિન્દ્ય કર્મ છે, તેનો અપરાધ કેવળ ફકીરો ઉપર નહિં, પણ અમીરો ઉપર પણ છે, તેને તેઓ આ પ્રકારે લખે છે:—

"અગર શુમારા ઈન્સાફ બદે વ મારા કનાઅત,
રસ્મે સવાલ અઝ જહાંન બરખાસ્તે."

**ભાવાર્થ**—"જો તમારામાં ન્યાય હેત અને અમારામાં સંતોષ, તો સંસારમાંથી માંગવાની પ્રથાજ ઉડી જાત."

તેમના પ્રધાન ગ્રંથ ગુલીસ્તાન અને બોસ્તાનનો બીજો ગુણ તેની સરળતા છે. તેમાં એક પણ વાકય ક્લિષ્ટ લખાયો નથીજ. વળી ભાષા એવી તો મધુર

અને સરળ છે કે જેથી આશ્ચર્ય થાય છે સાધારણ લેખક જ્યારે રસમય અને મધુર ભાષા લખવાની ચેષ્ટા કરે છે, ત્યારે તેમા કૃત્રિમતા આવી જાય છે, પણ સાંદીએ સરળતા અને સમજાવટનું એવું મિશ્રણ કર્યું છે કે જે આજ સુધી કોઇ અન્ય લેખક ભાગ્યેજ કરી શક્યું હશે. તેમની શૈલીનું અનુકરણ કરવા શુ કોઇ સાહસ આજે પણ કરી શકે છે? જેઓએ સાહસ કર્યું છે, તેઓ તેમાં નિષ્ફળ નિવડ્યા છે.*જે સમયે ગુલીસ્તાનની યોજના થઈ તે સમયે ફારસી ભાષા બાલ્યાવસ્થામાં હતી તે કોઇ પણ પ્રકારે ખેડાએલજ ન્હોતી. પદ્યનો તો પ્રચાર થયો હતો, પણ ગદ્યનો પ્રચાર તો માત્ર વાતચીત અને બજારોમાં હતો તેથીજ સાંદીને પોતાનો માર્ગ પોતાનેજ ખોળી કાઢવો પડ્યો તેઓ ફારસી ગદ્યના જન્મદાતા કહેવાય છે આ તેમની અદ્‌ભુત પ્રતિમા છે કે આજે ૬૦૦ વર્ષ ઉપરાંત થયા તોએ તેમની ભાષા સર્વોત્તમ ગણવામાં આવે છે તેમના પછી અનેક પુસ્તકો ગદ્યમા લખાયા પણ તે પુસ્તકોની ભાષાને જૂની પુરાણી ભાષા હોવાનું કલંક લાગવા પામ્યું. ગુલીસ્તાન જેની રચના છ સદી ઉપર થવા પામી હતી, તે આજે પણ ફારસી ભાષા સાહિત્યની શોભા અને તેનુ

શૃંગાર સમજવામાં આવે છે સા'દીની ભાષા ઉપર સમયનો કંઇ પ્રભાવ પડયોજ નથી.

સાહિત્ય સંસાર અને કવિ વર્ગમાં એવું બહુજ ઓછું જોવામાં આવે છે કે એકજ વિષય ઉપર ગદ્ય અને પદ્યના બે ગ્રંથોમાં ગદ્યરચના અધિક શ્રેષ્ઠ હોય. પરંતુ સા'દીએ તેમ કરી દેખાડયું છે. બોસ્તાન અને ગુલીસ્તાન ઉભયમાં નીતિ બોધનોજ વિષય લેવામાં આવ્યો છે. પણ જે આદર પ્રચાર ગુલીસ્તાનનો છે, તે બોસ્તાનનો નથી. બોસ્તાનની સરખામણીમાં આવી શકે એવા કેટલાક ગ્રંથો ફારસી ભાષામાં વર્તમાન છે. મસનવી.* સીકંદરનામા§ અને શાહનામા + આ ત્રણે ગ્રંથો ઉચ્ચ કોટીના છે અને તેમાં યદ્યપી શબ્દ યોજના, કાવ્યસૌંદર્ય, અલંકાર અને વર્ણનશક્તિ બોસ્તાનથી અધિક છે, તથાપી તેની સરળતા અને તેવા ગુપ્ત કટાક્ષો તેમાં નથી. ત્યારે ગુલીસ્તાનની સરખામણીમાં આવી શકે એવું એકે પુસ્તક ફારસી ભાષામાં છેજ નહિં. તેનો વિષય નવો નથી.

---

* મૌલાના જલાલુદ્દિન રૂમીનું મહાકાવ્ય ભક્તિના વિષયમાં

§ નિઝામીનુ કાવ્ય, સીકંદર શાહના ચરિત્ર વિષયમા.

\+ ફિરદોસીનું અપૂર્વ કાવ્ય, ઈરાન દેશના બાદશાહોના વિષયમા તે ફારસીનું મહાભારત છે

સા'દી પછી સેંકડો પુસ્તકો નીતિ ઉપર લખવામાં આવ્યા છે. તેમા જે કાંઈ ચમત્કાર છે તે સા'દીના ભાષા લાલિત્ય અને વાકયચાતુરીનું પરિણામ છે. તેમા ઘણીએ એવી કથાઓ છે કે જે ઘટનાઓ તે પ્રમાણે સ્વયં લેખકે અનુભવી છે, તેથીજ તેમાં એવી સજીવતા અને પ્રભાવોત્પાદકતાનો સંચાર થઇ ગયો છે જે કેવળ અનુભવથીજ થઇ શકે છે.

સા'દી પ્રથમ એક સાધારણ કથા યોજે છે પણ તેના અંતમા એક એવી ગુપ્ત કટાક્ષ સાથે મર્મભેદી વાત કહી નાખે છે કે જેથી આખી કથા અલંકૃત થઇ જાય છે યુરોપના સમાલોચકોએ સા'દીની તૂલના "હોરેસ"* સાથે કરી છે અને અંગ્રેજ વિદ્વાનોએ તેને એશીયાના શેકસપીયરની પદ્વિ આપી છે. એથી વિદીત થાય છે કે યુરોપમાં પણ સા'દીનું બહુજ સારૂં માન છે. "ગુલીસ્તાન"ના લેટીન ફ્રેન્ચ, જર્મન, ડચ અંગ્રેજી, તુર્કી આદી ભાષાઓમા એક નહિં પણ અનેક અનુવાદો થયા છે. ભારતિય ભાષાઓમાં ઉર્દુ ગુજરાતી, બંગાળીમાં તેના અનુવાદો થઇ ચુકયા છે.† સંસારમાં એવા થોડાજ ગ્રંથો છે, જેને આટલું આદર મળવા પામ્યું હોય.

---

* હોરેસ યુનાનનો સર્વ શ્રેષ્ટ કવિ માનવામાં આવે છે.

† "ગુલીસ્તાનના થયેલા અનુવાદો" જુઓ.

**૧:૭૫,૦૦૦ રૂપી-આની કિંમતનું ગુલીસ્તાન.** +

ફારસી ભાષામાં સંખ્યાબંધ હસ્ત લિખિત ગ્રંથો છે. તે ફારસી સાહિત્યના પ્રેમીઓએ અનેક વેળા જોયા હશે: ઘણાં ગ્રંથો તો મુદ્રિત હોવા છતાંયે સાહિત્ય અને કલા પ્રેમીઓ તેવા ગ્રંથોને સુંદર અલંકારોમાં લખાવી તેની ચારે કિનારીઓ રંગબેરંગી શાહીથી ચિત્રાવી તેને અભિમાન સાથે પોતાની મિલ્કત સમાન ગણી સંગ્રહી રાખે છે. ઇરાન અને ઇરાકમાં અનેક મુફલિસ સમ્પત્તિશાળીઓ છે કે જેમની પાસે દ્રવ્યમાં સિક્કા બદલ એવા સુંદર નકશીના હસ્તલિખિત ગ્રંથો છે. યુરોપે મહાન ફિલસુફ કવિ ઉમર ખૈય્યામની રૂબાઇઓ શૃંગારવામાં લાખો રૂપીયા ખર્ચ્યા છે, તેમજ તે માટે ખબ શ્રમ વેઠી એ દિશામાં પોતાની નામના જમાવી છે. ઉમર ખૈય્યામની રૂબાઇના તેવા શૃંગારેલા ગ્રંથની સહુથી મોંઘી અથવા વધુ કિંમત રૂપીઆ ૨૦,૦૦૦ થી વધુની હશે નહિં. એ કિંમત ઉમર ખૈય્યામની રૂબાઇની નથી, પણ તેની લોકપ્રિયતાની છે, તેમજ તે ઉપરં ચિતારાઓએ વેઠેલા શ્રમની છે. હિંદ ચિત્રકળામાં સારી પ્રતિષ્ઠા મેળવવા ભાગ્યશાળી થયુ છે; તેના અનેક

ઉદાહરણો આપી શકાય તેમ છે, આપણે એ વિષયને અત્રે વિસ્તાર પૂર્વક તપાસીશું નહિં; કારણકે આ પુસ્તકનો એ વિષય નથી. માત્ર એકજ ઉદાહરણ બસ થશે —

શહેનશાહ જ્યૉર્જ પાચમાં જ્યારે ૧૯૦૪ ની સાલમા પ્રીન્સ ઓફ વેલ્સ તરીકે હિંદમાં પધાર્યા હતા ત્યારે એક ગંજાવર પ્રદર્શન ભરવામાં આવ્યુ હતું, એ પ્રદર્શનમા અનેક જાણવાજોગ કળાહુન્નરને લગતી વસ્તુઓ હતી, ત્યારે પ્રદર્શનના પુસ્તક વિભાગમા અલવારના મહારાજા તરફથી મહાત્મા શેખ સાદીના 'ગુલીસ્તાન'ની એક નકલ મૂકવામાં આવી હતી, જેની કિંમત રૂ. ૧,૭૫,૦૦૦ ની અંકાઇ હતી. "ગુલીસ્તાન"ના એ ગ્રંથ સંબંધે નીચે મુજબનું વર્ણન કરવામા આવ્યું હતુ:—

"દિલ્હીના આગા મિરઝાને હાથે સુંદર અક્ષરે લખાએલ શેખ મસલહુદ્દીન "સાદી"ના 'ગુલીસ્તાન'ની એક નકલ. આ ગ્રંથનું એક પાનુ લખવા માટે પંદર પંદર દિવસનો સમય લેવામા આવ્યો હતો અને એ ગ્રંથ બાર વર્ષે સંપૂર્ણ લખાઇ રહ્યો હતો આ ગ્રંથના દરેક પાના ઉપરની નકશી દિલ્હીવાળા નાથા-

શાહ અને કરીમ અબ્દુલ રહેમાનને હાથે તૈયાર કરાવવામાં આવ્યા હતા. દરેક પાના ઉપર ચંદ્ર સાથે જે ચિત્રો જોવામાં આવે છે, તે પ્રત્યેકને લગના બેથી ચાર દિવસનો સમય લાગતો હતો. દિલ્હીવાલા કરીમ અહમદના હાથે ગ્રંથની બાંધણી સારી ન થવાથી, તેના પુત્રોએ ફરીથી એ ગ્રંથની બાંધણી કરી હતી." *

મહાત્મા શેખ સા'દીએ પોતાના અનુભવ બળે લખેલ ગુલીસ્તાનની મહત્વતા સંપૂર્ણપણે સમજાવવાની શક્તિ આ લેખિનિમા નથી, તોયે એ ગ્રંથની લોકપ્રિયતા તેના મહત્વની સાક્ષી પૂરે તેમ છે. અલવારના મહારાજા પાસેના 'ગુલીસ્તાન'ની પોણા બેલાખ

* ૧૯૦૪ ના મજકૂર પ્રદર્શનના પુસ્તક વિભાગમા મહાત્મા શેખ સાંદીના ગુલીસ્તાનની કિંમત પોણા બેલાખની અંકાઇ હતી. ત્યારે એજ પ્રદર્શનમા મહા કવિ હાફિઝે શિરાઝીના 'દિવાને હાફીઝ' ની એક સુંદર નકલ મિરઝા ઇમામ વાદીના હાથે લખાએલ લાહોરવાળા નવાબ ગુલામ મહબુબ સુબહાની તરફથી મૂકવામા આવી હતી તેમજ મુરશીદાબાદવાળા સૈયદ હુસેન અલી મિરઝાએ એક બસો વર્ષ ઉપરનું બહુજ સારી રીતે શૃંગારેલું કુરાને શરીફ રજુ કર્યું હતું જેની કિંમત ૩૦,૦૦૦ ની આંકવામાં આવી હતી. —લેખક.

રૂપીયાની કિંમત; આપણને આશ્ચર્ય પમાડયા કરતા તેની મહત્વના વિષે વધુ લક્ષ ખેંચે છે.

**જુદા જુદા કવિ તથા લેખકો સાથે સરખામણી.**

મહાત્મા શેખ સા'દીની સરખામણી જુદા જુદા વિદ્વાન લેખકો સાથે કરવામાં આવે છે, અને તેમાં શેખ સા'દીને ઉંચ સ્થાન આપી સાહિત્ય પ્રેમીઓ તેમના ગુણ ગાય છે. ભારત વર્ષના મહાત્મા તુલસીદાસજી સાથે શેખ સા'દીની સરખામણી અનેક લેખકોએ કરી છે, તે સર્વમાંથી એજ સાર કાઢી શકાય છે કે કોઈ યુનાનના હોરેસની તો કોઈ એશીઆના શેક્સપીયરની પદ્વિ શેખ સા'દીને આપે છે. મહાત્મા શેખ સા'દીની લોકપ્રિયતા અને તેમના વિચારોની ઉત્કર્ષતા, તે એટલા ઉપરથીજ સ્પષ્ટ જણાશે કે ગુલીસ્તાન અને બોસ્તાનના જુદા જુદા લેખકોએ જુદી જુદી ભાષામાં એક નહિં પણ અનેક અનુવાદો કર્યા છે.

શેખ સા'દીના "ગુલીસ્તાન" પછી ફારસી ભાષામાં ત્રણ પુસ્તકો "ગુલીસ્તાન" જેવા પ્રસિદ્ધ થયા છે. મોલાના અબ્દુલ રહેમાન જામીએ "બહારે-

સ્તાન" મજદુદ્દીન ખવારી *એ "ખારેસ્તાન" હબીબ× કાઆની શિરાઝીએ "પરેશાન." એ ત્રણે પુસ્તકો સા'દીના ગુલીસ્તાન પછી પ્રગટ થવા પામ્યાં છે. તે પુસ્તકોની સરખામણી લંબાણપૂર્વક હિંદના સુપ્રસિદ્ધ માનનીય કવિ અને લેખક સ્વર્ગવાસી મૌલાના અલતાફ હુસેન "હાલી"એ પોતાના પુસ્તકમાં કરી છે. જેમાં તેમણે જણાવ્યું છે કે જો એ ત્રણે પુસ્તકોની સરખામણી કરવામાં આવે તો સ્હેજે જણાઇ આવશે કે સૂર્યનો પ્રકાશ આવતા જેમ ચંદ્ર અને દિવાનો પ્રકાશ લોપ થઇ જવા પામે છે, તેમ ગુલીસ્તાન સામે "બહારેસ્તાન" "ખારસ્તાન" અને "પરેશાન"નો પ્રકાશ ઝાંખો થઇ જાય છે.†

---

* આ લખનાર અકબરના સમયમા ખુરાસાનથી આવ્યા હતા. ખવાફ ખુરાસાનનું એક જાણીતુ ગામ છે. શહેનશાહ અકબરના ફર્માન અનુસાર "ખારેસ્તાન" તેમણે લખી હતી.

× આ લખનાર લગભગ ૭૫ વર્ષ ઉપર સ્વર્ગવાસ પામ્યો છે. તે વર્તમાનકાળનો એક સર્વથી શ્રેષ્ઠ કવિ હતો. ઇરાનવાસીઓ તેને "ખાતી મુશ-શોઅરા" તરીકે ઓળખે છે.

† આ લઘુ પુસ્તકમા એ સરખામણીને લગતી સમાલોચના લંબાણના ભયે વિસ્તાર પૂર્વક કરી શકાય તેમ નથી.

**ગુલીસ્તાનની પ્રસ્તાવના**

આજ કાલ પુસ્તકના લેખકો અને પ્રકાશકો તરફથી પોતાના પુસ્તકોની પ્રસ્તાવના,- એ બોલ, થોડું ઘણું લેખક તરફથી, પ્રકાશકનો ખુલાસો, પરિચય, નિવેદન વગેરે લખવામાં આવે છે; આ રૂઢી નવિન તો નથીજ

નવિનતા પ્રિય સમાજને કઇને કઈ નવું જોઇએ. એ નિયમાનુસાર પુસ્તકોની પ્રસ્તાવના વગેરે અનિવાર્યપણે લખવામા આવે છે. એ નિયમનો મોહ ભાગ્યેજ કોઇએ ત્યાગ્યો હોય. છેક પુરાતન કાળના લેખકોમાં શેખ સા'દીએ પણ પોતાના ગુલીસ્તાનની પ્રસ્તાવના લખી છે. પણ સા'દીની એ પ્રસ્તાવના સહેજ લાંબી છે. જો આજકાલનો કોઇ લેખક પોતાના ગુલીસ્તાન જેટલા પુસ્તકની પ્રસ્તાવના ગુલીસ્તાનની પ્રસ્તાવના જેટલી લાંબી અને તે મુજબ લખે તો તે લેખક મહાશયની જરૂર વર્તમાન સમાલોચકો હાસી કરીને કહે કે "આ તો માથા કરતાં પાઘડી મોટી" અમને લાગે છે કે ગુલીસ્તાનની માત્ર પ્રસ્તાવના જો જૂદી પાડવામાં આવે તો તે એક નાનકડી ચોપડી તરીકે જરૂર દેખાવ આપી શકે. પ્રસ્તાવનામાં જે વિષય લખાય છે, તે સા'દીની

પ્રસ્તાવનામાં લખાયું છે, અને તે ઉપરાત સા'દીએ પ્રસ્તાવનામાં ડહાપણની વાતો ફિલસુફી અને ઇશ્વર ભક્તિનો પાઠ પણ ઉમેર્યો છે. તેથી પ્રથમ આપણે ગુલીસ્તાનની પ્રસ્તાવનાની થોડીક વાતો જાણીશું. સા'દી પ્રસ્તાવનામાં લખે છે:—

"તે મહાન શક્તિવાન ઇશ્વરે સૂર્ય, ચંદ્ર, હવા, વાદળાં સરજ્યાં છે, જેના કાર્યક્રમથી વરસાદ, તાપ, પ્રકાશ ઉત્પન્ન થાય છે, અને એના પ્રતાપે મનુષ્યને પોષનાર અનાજ વગેરે તૈયાર થાય છે. એમ એક બીજાની સહાયે મનુષ્યનું પોષણ થાય છે. આ બધી વસ્તુઓ ઓ! મનુષ્ય તારી સેવાઓ બજાવે છે. તે એટલા માટે કે તુ તારા ઇશ્વરને વિસરે નહિં, તેની સેવાઓથી મૂખ ન ફેરવે, પણ ઓ! મનુષ્ય જો તું ઇશ્વરનો આ માટે અભાર ન માને, તો તેં અન્યાય કર્યો ગણાય, અને નગુણો કહેવાય.

એક મનુષ્ય જ્યારે પોતાના પાપનો પશ્ચાતાપ કરે છે અને ઇશ્વર પાસે ક્ષમા યાચે છે, ત્યારે ઇશ્વર તેના ઉપર દયા કરે છે, અને તેના પાપો ક્ષમા કરે છે, એવી રીતે તે ત્રણ વખત પશ્ચાતાપ કરે અને કાકલુદી તથા આજીજી કરી પોતાના પાપ માટે ક્ષમા

ચાહે છે, ત્યારે ઇશ્વરને પણ લજ્જા ઉત્પન્ન થાય છે, તે કહે છે કે "ઓ! ફીરસ્તા તું મારા આ ગુનેહગાર બંદાને છોડી દે કારણ એનો મારા સિવાય બીજો કોઇ નથી, તેની આજીઝી અને કાકલુદીથી મને લજ્જા થાય છે. તેને હું ક્ષમા કરૂં છું.

કરમ બીનો વ લુત્ફે ખુદાવંદગાર,
ગુનાહ બંદહ કરદહ અસ્ત વ ઉ શર્મસાર.

"તે દયાળુ ઇશ્વરની કૃપા જો કે બંદો પાપ કરે છે અને તેને (ઇશ્વરને) લજ્જા ઉત્પન્ન થાય છે."

મિત્ર સબંધે સા'દી કહે છે:—

*ગીલી ખુશબુએ દર હમામ રૂઝી;
રસિદ અઝ દસ્તે મહબુબી બદસ્તમ,
બેદુ ગુફતમ કે મિશ્કી યા અંબરી;
કે અઝબુએ દિલઆવીઝેતો મસ્તમ.
બગુફતા મન ગીલી નાચિઝબુદમ;
વ લેકિન મુદ્દતી બા ગુલ નિશિસ્તમ.
જમાલે હમનશી દર મન અસર કર્દ;
વગર મન હમાન ખાકુમ કે હસ્તમ.

*ઈરાન અને ઈરાકવાસીઓમા ન્હાવા સમયે એક પ્રકારની સફેદ માટીથી માથું ધોવામા આવે છે, તે માટીમાં સુગંધ હોય છે.

**ભાવાર્થ**:—એક દિવસે મને હમામમાં (બાથમાં) મારા એક મિત્રે સુવાસીત માટી આપી. તે માટીની સુગંધથી હું આશ્ચર્ય પામ્યો, મે માટીને પુછ્યુ.—"અલી! તું છે શુ? તું અંબર છે કે કસ્તુરી? તારા મધુર સુવાસથી હુ આનંદ પામ્યો છું" માટીએ જવાબ આપ્યો,—"હું અદના માટી છું. તમને જે સુવાસ મુજથી આવે છે, તે માત્ર ગુલાબ મિત્ર સાથે રહેવાનું પરીણામ છે. ગુલાબના સતસંગથી મારામાં પણ સુગંધી ઉત્પન્ન થઇ છે. જોકે હું તો એક નિર્માલ્ય માટી છું, મારામાં વિશેષ શું હોઇ શકે?"

**ગુલીસ્તાનનો વિચાર કેમ ઉપજ્યો?**

સા'દી ગુલીસ્તાનની રચના કરવા સબંધે પ્રસ્તાવનામાં લખે છે:—

એક રાત્રે હું વિતી ગયેલા સમયનો વિચાર કરતા, જીવન વ્યર્થ ગુમાવ્યા સબંધે પશ્ચાતાપ કરતો હતો હું મારા હૃદય દ્વારને અશ્રુબીંદુઓથી વિંધતો અને મારા જીવન સબંધે નીચેના (બૈયત) પદ બોલતો હતો.

હું જોઉં છું તો મારા જીવનમાંથી પ્રતિદિન શ્વાસ ઓછા થતા જાય છે; ત્યારે જીવન કંઇ વધુ

બાકી રહ્યું નથી. માટે ઓ! સાંઈ તારી જીંદગીનાં પચાશ વર્ષ તો વહી ગયાં, છતાં તું હજી નિંદ્રામાં પડ્યો છે? હવે આ પાંચ દહાડાજ બાકી છે; માટે તું સચેત થા અને (બાકી રહેલા દિવસોને) તેને વ્યર્થ ના જવા દે. જે મનુષ્ય સતકાર્ય કર્યા વિના આ લોકમાંથી કૂચ કરી જાય છે તેને પસ્તાવુ પડે છે. કાફલા તરીકે કૂચ કરવા માટે નગારા વાગી ગયા અને સામાન બાંધ્યો નહિં. મુસાફરીના ઉષા કાળની મીઠી નીંદ્ર પગે ચાલનારને અટકાવે છે. જે માણસ આ લોકમાં આવ્યો તે નવી ઇમારત બાંધે છે, અને તેના પછી તે બીજાના હાથમાં સોંપાય છે. બીજા મનુષ્યો તે ઇમારતનો લાભ લેશે, પણ તે ઇમારત કોઈ સાથે લઇ જવનો નથી. માટે જે મિત્ર કે જે હંમેશનો નથી તેથી તું દૂર રહે. મિત્ર થવા માટે એવો મિત્ર નાલાયક છે. ભલા અને બુરા બન્નેને અંતે મરણ પામવાનું છે. ત્યારે ભલો તો તેજ છે કે જે આ દુનીઆમાંથી ભલાઇ લઇ જાય. જીંદગીમાં કમાવેલા સતકર્મના પુણ્યનો સામાન કબ્રમાં મોકલી દે, કારણ કે પછી ત્યાં કોઇ મોકલનાર નથી. જીવન એ બરફ સમાન છે. તેના ઉપર ઉનાળાનો તપેલો સૂર્ય છે. અને તેથી બરફ

સમાન જીવન પીગળી જાય છે, અને હજુ તું મગ-રૂરીમાં છે. ઓ ખાલી હાથે બજારમાં જનારા મને ધાસ્તી છે કે તું ધારી પાઘડી ક્યાં ખોઇ આવવાનો. જે કોઇ પોતાનું ખેતર કાચું કાપે છે તે કાપણીના સમયે શું લણશે? સા'દીની શિક્ષાને હૃદયના કર્ણથી સાંભળ. કારણ કે ઉત્કર્ષ માર્ગ તો એજ છે કે મરદ થા અને ચાલતી પકડ."

એવો વિચાર આવતાં મેં નિશ્ચય કર્યો કે એકાંતમાં જઇ બેસું, અને લોકોના સમાગમથી દૂર થઇ અર્થ વિનાની વ્યર્થ વાતો કરવાના દફતરને ધોઇ નાખું અને મૌન ધારણ કરૂં.

"જેની જીભ પોતાના કાબુમાં નથી, તેના કરતાં તો જીભ કાપી મુંગા બહેરા થઇ ખુણામાં બેસી રહેવું વધારે સારૂં છે."

એક મિત્ર હુમેશ મને મળવા આવતો. તેણે મારી સાથે વાતો કરી મેં તેને જવાબ આપ્યો નહિં.

ત્યારે તેણે ગુસ્સે થઇ કહ્યું. "હમણાં તને બોલવાની શક્તિ છે, તો ભાઈ તું જરા હસી ખુશી સાથે વાત કર. કેમકે જ્યારે યમદૂત આવી પહોંચશે ત્યારે લાચારીએ બોલતા બંધ થવું પડશે."

મારા મિત્રોમાંથી એકે તેને જાણીતો કર્યો કે સા'દીએ એવો નિશ્ચય કર્યો છે કે બાકીની જીંદગી એકાંતવાસમાં વ્યતિત કરવી, અને મૌન ધારણ કરવું. એટલા માટે તે તારાથી બોલતો નથી. જો તારામાં શકિત હોય તો તું પણ એકાંતવાસ લે અને તેના પગલે ચાલ. તે મિત્રે કહ્યું,—"સોગન છે તે ઇશ્વરના, સોગન છે તે જુની મિત્રતાના કે જ્યાં સુધી તે હંમેશ માફક મારા થી વાત કરે નહિં ત્યાં સુધી એક દમ પણ મારીશ નહિં. અને એક ડગલુએ દૂર જઇશ નહિં, કારણ કે મિત્રના દીલને દુ:ખવવું એ પગલું વિવેકથી વેગળું તેમજ બુદ્ધિવાનોની રિતથી વિરૂદ્ધ છે. સા'દીની જીભ મોઢામાં બંધ રહે અને *હજરત અલીની તલવાર મ્યાનમાં રહે એ તો નજ બને.

બુદ્ધિવાનના મોમાં જીભ છે તે શું છે? હુન્નરના ખજાનાની કુંચી છે. પણ જ્યારે દરવાજો બંધ હશે તો પછી લોકો કેવી રાતે જાણશે કે આ ઘરમાં ઝવેરી છે કે કોઇ કલેગર?

સવારના સમયે ઘેર બેસી રહેવા કરતાં હરવા ફરવા જવાને મન થયું, એટલામાં મેં મારા મિત્રને

*હજરત અલી અલેહીસ્સલામ ઇસ્લામીઓના ઇમામ હોઇ તેમની બહાદુરી સંસારમાં પ્રખ્યાત છે.

જોયો કે જે શહેરમાં લઇ જવા માટે જાતજાતના પુષ્પોની એક છાબ ભરી તૈયાર થયો, ત્યારે મેં તેને કહ્યું. તુ જાણે છે કે આ પુષ્પો કંઇ હંમેશ તાજાં રહેવાનાં નથી. અને બગીચાનો વખત વફાદાર નથી. બુદ્ધિવાનો કહી ગયા છે કે જે વસ્તુને પાયો નથી તેનાથી દીલ લગાડ નહિં, મિત્રે પુછ્યુ. "ત્યારે હવે તું કહેવા શું ચાહે છે?" મેં કહ્યુ, "વાચનારાઓના મનને આનંદ આપવા માટે તથા હુજુરના લોકોના મનને તાજગી આપવા માટે 'ગુલીસ્તાન" નામનું પુસ્તક હું રચી શકું છું. જેના પાંદડાઓને પાનખર ૠતુનો પવન નાશ કરી શકશે નહિં. અને સમયનો ફેરફાર તેના બહારની જીંદગીને તેના પાનખરના કોપથી બદલી શકે નહિં"*

આ પુષ્પોથી ભરેલી છાબ તારા શા ખપની? મારા "ગુલીસ્તાન" નું એક પાનું તું લઇજા. આ પુષ્પો તો બે પાંચ દહાડા તાજાં રહેશે પણ આ ગુલીસ્તાન તો હમેશ તાજો રહેશે."

---

*સા'દીએ જે ભવિષ્ય વાણી ગુલીસ્તાન અમર રહેવા વિષે કરી છે, તે આજે પણ આપણે સત્ય થએલી નિહાળીએ છીએ, અને તે અમર રહેશેજ એ તેની વર્તમાન લોકપ્રિયતા કહે છે.

સાદી આમળ ચાલતા ગુલીસ્તાન રચવા સંબંધે કહે છે:—

'આ કથાઓ અને નકશો વર્ષો સુધી બાકી રહેશે. અને મારા શરીરની રાખ તો દરેક ઠેકાણે ઉડીને પડશે મતલબ કે મારૂં લખેલું આ પુસ્તક મારા સ્મરણ સ્થળ તરીકે કાયમ રહેશે. કારણ કે હું જીવનને નાશવંત સમજું છું. આ પુસ્તક જો કોઇ પવિત્ર હૃદયનો માણસ વાંચે તો આ ગરીબના લાભમાં પ્રાર્થના કરે.

મેં ગુલીસ્તાનને પધ્ધતીસર નીચે મુજબ ગોઠવવાનુ વિચાર્યું છે. તેના આઠ ભાગો નીચે મુજબ બનાવ્યા છે.

અધ્યાય પહેલો-બાદશાહી રિતરીવાજ અને રાજનીતિ સબંધે.
અધ્યાય બીજો-સાધુઓ સબંધે.
અધ્યાય ત્રીજો-સતોષ સબંધે.
અધ્યાય ચોથો-મૌનયતા સબંધે.
અધ્યાય પાંચમો-પ્રેમ અને યુવાની સબંધે.
અધ્યાય છઠ્ઠો-વૃદ્ધાવસ્થા સબંધે.
અધ્યાય સાતમો-શિક્ષા સબંધે.

અધ્યાય આઠમો-સદાચાર અને સદ્
વ્યવહાર સબંધે.

## ગુલીસ્તાનની રચના ક્યારે થઇ?

સા'દીએ ગુલીસ્તાનની રચના ક્યારે કરી તે સબંધે તેઓ લખે છે:—

**નઝમ.**

દરઆન મુદ્દત કે મારા વખ્ત ખુશ બુદ;
ઝહીજરત શીશસદો પન્જાહો શીશ બુદ.
મુરાદે મા નસિહત બુદો ગુફતીમ;
હવાલત બા ખુદા કરદીમો રફતીમ.

**ભાવાર્થ:**—જ્યારે મને આનંદ અને ફુરસદનો સમય હતો, ત્યારે હીજરી ૬૫૬ની સાલ હતી, મારો ઉદ્દેશ ઉપદેશ કરવાનો હતો, અને તે મેં કર્યો હવે આ ગ્રંથ ખુદાને સોપી હું ચાલતો થયો.



# ગુલીસ્તાન અને તેની કથાઓ.

## ખંડ ૪ થો.

**ગુલીસ્તાન અને તેની કથાઓ.**

અત્રે ગુલીસ્તાનની થોડીક કથાઓ આપવામાં આવે છે. જેથી સાદી-ના લેખન કૌશલ્યનું કંઇકપરિચય વાંચકોને થઇ શકશે.

ગુલીસ્તાનમાં આઠ પ્રકરણો છે, પ્રત્યેક પ્રકરણમાં નીતિ-સદાચારના ભિન્ન ભિન્ન સિધ્ધાંતોનું વર્ણન કરવામાં આવ્યું છે પહેલા પ્રકરણમાં બાદશાહનાં આચાર, વ્યવહાર, અને રાજનીતિના ઉપદેશ કરવામાં આવ્યા. છે. પહેલા અધ્યાયમાં ૪૩ કથાઓ છે.

સાદીએ રાજાઓ માટે નિમ્ન લિખીત વાતો બહુજ આવશ્યક અને વિચારવા યોગ્ય લખી છે:—

"પ્રજા ઉપર કદી સ્વયં અત્યાચાર ન કરે અને પોતાના કર્મચારીઓને કરવા ન આપે."

'કોઇ વાતનો અભિમાન ન કરે અને સંસાર વૈભવને નાશ પામનાર સમજે."

"પ્રજાના ધનને પોતાના ભોગ વિલાસમાં ન ઉડાવતા તેનાજ લાભ માટે ખર્ચે."

**શત્રુથી બચવા પ્રજા ઉપર દયા કરો.**

'હું દમિશ્કમા એક ઔલીયાની કબ્ર ઉપર બેઠો હતો એટલામાં અરબ દેશનો એક અત્યાચારી બાદશાહ ત્યાં ભકિત કરવાને આવ્યો. નમાઝ પઢી લીધા પછી તે બોલ્યો હું આજકાલ એક બલવાન શત્રુના ભયેથી હારી રહ્યા છું. તમે મારા માટે પ્રાર્થના કરો મેં કહ્યું કે શત્રુથી બચવા માટે તમે તમારી પ્રજા ઉપર દયા કરો.

**જાગવા કરતાં ઉંઘવું ભલું.**

એક અત્યાચારી બાદશાહે કોઇ સાધુને પુછયું કે મારા માટે કઇ ઉપાસના સારી છે, ઉત્તર મળ્યો કે તમારા માટે બપોર સુધી ઉંઘવું સઉ કરતાં વધારે સારૂ છે. કારણકે તેટલા સમય સુધી તમે કોઇને સંતાપી કે પજવી શકશો નહિ.

**શત્રને પ્રેમથી જીતો.**

એક દિવસે ખલીફ હારૂન રશિદનો શાહજાદો ક્રોધથી ભરાયલો પોતાના પીતા પાસે આવી બોલ્યો,—"મને સીપાહીના અમુક છોકરાઓ ગાળો આપી." બાદશાહે પોતાના મંત્રીઓને પુછ્યું કે શું કરવું જોઇએ? ત્યારે કોઇએ કહ્યું કે તેને કેદ કરો, ત્યારે કોઇએ મરાવી નાખવા સલાહ આપી. તે ઉપરથી બાદશાહે શાહજાદાને કહ્યું "બેટા! સારૂં તો એજ છે કે તેને ક્ષમા કર. જો એટલી ઉદારતા ત્હારામા ન હોય તો તેને પણ ગાળ આપ."

**રાજા પ્રજાની રક્ષા માટે છે.**

એક સાધુ સંસારથી વિરક્ત થઇ વનમાં રહેવા લાગ્યો. એક દિવસે રાજાની સ્વારી ત્યાંથી નિકળી. સાધુએ કંઇ ધ્યાન આપ્યું નહિં ત્યારે મંત્રીએ જઇને કહ્યું કે સાધુજી, રાજા તમારી સામેથી ગયા અને તમે તેમનો કંઇ આદર સન્માન કર્યો નહિં. સાધુએ કહ્યું. સાહેબ રાજાને કહો કે નમસ્કાર-પ્રણામની આશા તેનાથી રાખો કે જેને કંઇ તમારાથી જોઇતુ હોય. રાજાઓ પ્રજાની રક્ષા માટે છે. નહિં કે પ્રજા રાજાની બંદગી (ભક્તિ) કરવા માટે!

**નાશેરવાને આદિલ અને નોકર**

"એક સમયે નાશેરવાને આદીલ જંગલમાં શીકાર કરવા ગયો, ત્યાં ખોરાક બનાવવા માટે નીમકની જરૂર થઇ. નોકરને મોકલ્યો કે પાસેના ગામમાં જઇ નીમક લઈ આવે, પણ કિંમત આપ્યા વિના લાવવું નહિં કારણ કે જો વગર કિંમતે લાવશે તો ગામ ઉજડ થઈ જશે. નોકરે પુછ્યુ જરાક જેટલું નીમક લાવવાથી ગામ કેવી રીતે ઉજડ થઇ જશે? નાશેરવાને ઉત્તર આપ્યો:—

"જો રાજા પ્રજાના બગીચામાંથી એક સફરચંદ ખાઈ લે તો નોકરો તે વૃક્ષની જડ સુધાંએ ખોદી ખાશે."

**મરણ સમયે ખુશ ખબર.**

એક બાદશાહ બીમાર હતો તેને જીવવાની કોઇ આશાજ ન્હોતી. વૈદ્યોએ નીરાશા દાખવી. એજ દીવસોમાં એક ઘોડે સ્વારે આવીને બાદશાહને એક કીલ્લો જીતવાની ખુશ ખબર આપી ત્યારે બાદશાહે એક લાંબો શ્વાસ લેતાં કહ્યું:—આ ખબર મારા માટે નહિં પણ મારા ઉત્તરાધિકારીઓ માટે સુખદાયક થઈ શકે છે."

**ભાગ્યની વિચિત્રતા.**

એક બાદશાહ કોઇ અસાધ્ય રોગથી પિડીત હતો. હકીમોએ ઘણા પ્રયત્નો કર્યા, પણ તેનો કંઇ અસર થઈ નહિં અને રોગ તો જેમનો તેમ રહ્યો. અંતે તેઓએ બાદશાહને મનુષ્યના ગુરદાનું સેવન કરવા જણાવ્યું. અને તે મનુષ્ય કેવા રૂપ રંગનો હોવો જોઈએ તેનું વિવેચન પણ કર્યું. બહુજ શોધ પછી એક જમીનદારના પુત્રમાં તે સર્વ ગુણો જણાયા તે પુત્રના માતપિતાએ રૂપીઆ લઇ પોતાના પુત્રનો વધ કરવા બાદશાહને સોંપ્યો ત્યારે કાજી સાહેબે પણ ફતવો આપી દીધો કે બાદશાહના પ્રાણની રક્ષા માટે આ હત્યા ન્યાય વિરૂદ્ધ નથી. અંતે જલ્લાદ તે છોકરાને મારવા તૈયાર થયો, ત્યારે તે છોકરો આકાશ તરફ જોઇ હસી પડયો. બાદશાહે વિસ્મીત થઇને હસવાનું કારણ પુછ્યું. છોકરાએ કહ્યું—"હું મારા ભાગ્યની વિચિત્રતા ઉપર હસી રહ્યો છું. માતા પિતાનો પ્રેમ, કાજી સાહેબનો ન્યાય! અને બાદશાહનું પ્રજા પાલન બધાએ મારી રક્ષા કરવાથી પોતાનો હાથો ખેંચી લીધો અર્થાત કોઈ મારી રક્ષા કરવા તત્પર થયો નહિં હવે કેવળ ઈશ્વરજ મારો સહાયક છે. તેથી

બાદશાહના હૃદયમાં દયા આવી, બાળકને ખોળામાં લઈ અને ઘણુંએ ધન આપી વિદાય કર્યો.

**વેરી કે પ્રેમી?** એક બાદશાહ પાસે એક પરોપકારી મંત્રી હતો. દૈવયોગે એક સમયે બાદશાહે તેનાથી નારાજ થઇ તેને જેલમાં પૂર્યો. પણ જેલમાંયે તેના કેટલાક મિત્રો હતા જેઓ પહેલાં જેમ તેનું માન સન્માન કરતા હતા. અત્રે એક ધનવાનને આ ઘટનની ખબર પડી તેણે મંત્રીના નામે ગુપ્ત પણે એક પત્ર લખ્યો કે જ્યારે તમારૂં ત્યાં આટલું બધું આદર-માન સન્માન થઇ રહ્યુ છે, ત્યારે શા માટે આ કષ્ટ ભોગવી રહ્યા છો? જો આપ અત્રે ચાલ્યા આવો તો આપનું યથોચિત સન્માન કરવામા આવશે, અને અમો અમારૂં ધનભાગ્ય માનીશુ મંત્રીએ બહુ સક્ષિપ્ત ઉત્તર લખી મોકલ્યો. એટલામાં કોઇએ બાદશાહને જઈ ખબર આપી કે જુઓ એટલું થવા છતાએ મંત્રીજી પોતાની કૂટીલતા છોડતા નથી. અન્ય દેશના ધનવાનોથી પત્ર વહેવાર કરી રહ્યા છે બાદશાહે ગુપ્ત પત્રવહેવાર પકડવા હુકમ કર્યો જ્યારે તે પત્ર પકડવામા આવ્યો ત્યારે બાદશાહે જોયું તો તેમાં લખ્યું હતુ કે હું આપના આ વિવેકાદર માટે અનુગ્રહીત છુ પણ જે

રાજ્યનું વર્ષો સુધી મેં નીમક ખાધુ છે, તેનાથી માત્ર થોડીજ વાત માટે વિમૂખ થઇ શકતો નથી તમે મને ક્ષમા કરશો બાદશાહ આ પત્ર વાંચી બહુજ પ્રસન્ન થયો અને મંત્રીને કારાગૃહવાસથી મૂક્ત કરી પુનઃ તેના જુના પદ ઉપર નિયુક્ત કર્યો અને પોતાની નિર્દયતા માટે બહુજ લજ્જીત થયો.

**શેર ઉપર સવા શેર કેમ થવાય?** એક પહેલવાન પોતાના એક શિષ્ય ઉપર વિશેષ પ્રિતિ રાખતો હતો. તેણે માત્ર એક દાવ સિવાયના બધા દાવપેચોનો તેને અભ્યાસ કરાવ્યો હતો. તેથી શિષ્યને બહુ અહંકાર થયો તેણે બાદશાહને જઈ કહ્યું કે મારા ઉસ્તાદ ગુરૂજી માત્ર હવે નામના ઉસ્તાદ છે. મલ્લ યુદ્ધમાં તેઓ મારી સામે ટકી શકે તેમ નથી. બાદશાહે યુવકનું આ ઘમંડ તોડવાનો નિશ્ચય કર્યો અને એક અખાડો જમાવવા હુકમ કર્યો. કે તેમાં ગુરૂ તથા શિષ્ય પોતાના પરાક્રમો દેખાડે. સેંકડો મનુષ્યો ભેગા થયા. કુસ્તી થવા લાગી. શિષ્યે પોતાના ઉસ્તાદના બધા પેંચો તોડયા, પણ અંતિમ પેંચને તોડી જાણતો ન્હોતો, તેથી શિષ્ય હારી ગયો. બાદશાહે ગુરૂને ઇનામ આપ્યું અને તે યુવકને બહુજ ધિક્કાર્યો કે આજ બળ ઉપર

નુ આટલી બધી ડફાસો મારતો હતો? શિષ્યે કહ્યું દિનબધુ, ગુરૂજીએ આ છેલ્લી પેંચ મને શિખવાડીજ ન્હોતી તે પેંચ મારાથી છુપાવી હતી ગુરૂજીએ કહ્યું હાં, એજ દિવસ માટે છુપાવી હતી કારણ કે ચતુર મનુષ્યોનું કહેવું છે કે મિત્રને એટલો બધો સબળ બનાવી નાંખવું ન જોઇએ કે તે શત્રુ થઇને હાની કરી શકે.

## અધ્યાય બીજો.

**પાખંડી સાધુ અને મૌલવીઓ સબંધે.**

સા'દીએ પાખડી સાધુઓ, મૌલવીઓ અને ફકીરોને શિક્ષા આપી છે. પ્રાચિન કાલમાં પણ એવા ઉપદેશની આવસ્યકતા કંઇ ઓછી ન્હોતી. સા'દીને પંડીતો, મૌલવીઓ–મુલ્લાંઓ સાથે રહેવાનો બહુજ પ્રસંગ પ્રાપ્ત થયો હતો. તેથી તેઓ તેઓના રંગઢંગને સારી રીતે જાણતા હતા. આ ઉપદેશોમાં અનેક સમયે સમજાવવામાં આવ્યું છે કે મૌલવીઓએ સંતોષ રાખવો જોઇએ. તેઓને રાજા રજવાડાઓની ખુશા-

મત કરવાની જરૂર નથી. આડંબરી સ્વાર્થ સાધુઓની તેમને બહુ ધ્રણા હતી, તેમના કથનાનુસાર કોઈ થએલા સાધુ કરતા ભોગવિલાસમાં ફસાએલો મનુષ્ય સારો છે, કારણ કે તે કોઇને ફસવી કે ઠગી શકતો નથી અત્રે જે કથાઓ રજુ કરવામાં આવે છે તે ઇસ્લામી અને પારસી ભાઇઓ જેટલીજ હિંદુ બંધુઓને પણ ઉપયોગી થઇ પડવાની. આજકાલ પારસી જેવી સુધરેલી અને કેળવાએલી સમજુ કોમમાં એવા પાખંડી સાધુઓ અને પીરો ઘણાએ ઘુસી ગયા છે, અને દિલગીરીની વાત તો એ છે કે તેવાઓને પોષવામાં આવે છે તેથી અમને આશા છે કે વાંચક બંધુઓ તેના પાખંડી ધર્મગુરૂઓ અને સાધુ-ફકીરો તથા પીરોથી બચવા પ્રયત્ન કરશે. અધ્યાય બીજામાં ૪૭ કથાઓ છે હવે તે સબંધે સાદીની કથાઓ આપવામાં આવે છે —

**નિંદ્રામાં.** મને યાદ છે કે જ્યારે હું એક સમયે બાલ્યાવસ્થામા આખી રાત કુરાન વાચતો હતો તો કોઈ પાસે નસકોરા તાણી રહ્યો હતો. મેં મારા પુજ્ય પિતાને કહ્યું કે આ નિદ્રાધીનને જુઓ નમાઝ પઢવી તે તો બાજુએ રહી પણ કોઈ માથું એ ઉઠાવતો નથી.

પિતાજીએ ઉત્તર આપ્યો, બેટા! તું પણ સુઇ જાત તો સારૂં થાત. કારણ કે આ છિન્દ્રન્વેષણથી તો બચી જાત.

**બાદશાહ અને ભિક્ષુક.**

કોઇ દેશમાં એક ભિક્ષુકે ઘણું ધન ભેગું કરી રાખ્યું હતું, ત્યાંના બાદશાહે તેને બોલાવી કહ્યું, સાંભળ્યુ કે તમારી પાસે બહુજ સમ્પત્તિ છે. મને આજકાલ ધનની બહુજ આવસ્યકતા છે. મારે તેમાંથી કંઈ આપી દો તો હુ આવક થતાંજ તમને આપી દઇશ. ફકીરે કહ્યું જહાંપનાહ મારા જેવા ભિક્ષુકનું ધન તમારા કામમા આવશે નહિં. કારણ કે મેં માંગીતાંગીને ભેગુ કર્યુ છે. બાદશાહે કહ્યું તેની કંઈ ચિંતા નહિં. હું આ રૂપીઆ કાફર અને અધર્મિઓનેજ આપીશ જેવા પ્રકારનું ધન હશે, તેવોજ તેનો ઉપયોગ થશે.

**બાર વર્ષની બાળકીને સાઠ વર્ષનો વર!**

એક વૃદ્ધ પુરૂષે એક યુવતી કન્યા સાથે લગ્ન કર્યા. જે ઓરડામાં તેઓ સાથે રહેતા હતા, તે ઓરડાને ફુલોથી તે ખુબ શૃંગારતો. તેની સાથે એકાંતમાં બેસી તેની

સુંદરતાનો આનંદ ઉડાવતો. આખી રાત જાગી જાગીને મનોહર કથાઓ કહ્યા કરતો કે જેથી કદાચિત તેના મનમાં પ્રેમ ઉત્પન્ન થઇ જાય. એક દિવસે તેને કહ્યું કે તારાં નસિબ સારાં છે કે તારૂં લગ્ન મારા જેવા વૃદ્ધ સાથે થયાં છે. જેણે બહુજ જમાનો જોયો છે; દુઃખનો બહુજ અનુભવ મેળવી ચુકયો છે, જે મિત્ર ધર્મનું પાલન કરવા જાણે છે, જે મૃદુભાષી, પ્રસન્નચિત્ત અને શિલવાન છે. જો તું કોઇ અભિમાની યુવકના પનારે પડી હોત જે આખી રાત ફરવા હરવા અને રખડવામાંજ ગુજારતે, અને પોતાનાજ શૃંગાર સજ્જ ધજ્જમાંજ મચ્યો રહેતે અને નિત્ય નૂતન પ્રેમની શોધમાં ફરતે, તો તને રડતાએ છુટકારો ન મળતે. યુવકો સુંદર અને રસિક હોય છે, કિન્તુ પ્રિતીપાલન કરવા જાણતા નથી. વૃદ્ધે જાણ્યું કે આ ભાષણે કામિનીને મોહિત કરી નાખ્યું હશે, પણ અકસ્માત યુવતી એક ઉંડી નિશ્વાસ ભરી અને બોલી, આપે બહુજ સારી સારી વાતો કરી, પણ તેમાંથી એક પણ મને એટલી નથી રૂચતી કે જેટલી મારી દાઇની એક વાત રૂચી છે. અને તે એ કે યુવતીને તિરનો ઘા એટલો દુઃખી કરતો નથી કે જેટલો વૃદ્ધ મનુષ્યનો સહવાસ

**પ્રાર્થનાના ઢગ.** હું કબ્રસ્તાન પાસે એક ધનવાન વૃદ્ધ મનુષ્યનો અતિથી હતો. તેને એક રૂપવાન પુત્ર હતો. એક દિવસે તેણે કહ્યું, આ પુત્ર સિવાય મને અન્ય સંતાન નથી. અહીંથી થોડેક દૂર એક પવિત્ર વૃક્ષ છે, લોકો ત્યાં જઇ ઇચ્છા પ્રાપ્તી માટે પ્રાર્થનાઓ કરે છે. કેટલાક દિવસો સુધી આખી રાત આ વૃક્ષ હેઠળ મેં ઇશ્વરને વિનંતી કરી, ત્યારે મને આ પુત્ર પ્રાપ્ત થયો અત્રે પુત્ર પોતાના મિત્રોને ધીમે ધીમે કહેતો હતો કે "જો મને તે પવિત્ર વૃક્ષનો પતો મળતે તો હું ત્યાં જઇ ઇશ્વરને પિતાના મૃત્યુ માટે વિનયપૂર્વક પ્રાર્થના કરતે"

**પરણીને હું બાળક થયો.** મારા મિત્રમાં એક યુવક અતિ પ્રસન્ન ચિત્ત, હસમૂખ અને રસિક હતો. તેના હૃદયમાં કદી શોક ઘુસી શકતો નહિં. ઘણા દિવસો પછી હું જ્યારે તેને મળ્યો તો જોયું કે ઘરમાં સ્ત્રી અને બચ્ચાંઓ છે. સાથેજ તે મિત્રમાં નથી પ્રથમ જેવી મનોરંજકતા કે નથી તેવો ઉત્સાહ! મેં પુછ્યું, શા હાલ છે ? તે બોલ્યો, જ્યારે હું બચ્ચાંઓનો પિતા થયો ત્યારે બચ્ચાંઓ જેવું જીવન કયાંથી લાવુ?

તે બાળપણ માગમાં હવે કયાંથી હોય? અવસ્થા-નુકૂળજ સહુ કંઈ શોભા આપે છે.

**સ્મરણ!** કોઇ એક બાદશાહે એક ઇશ્વર ભક્તને પુછ્યું.—"તમે કદી મને પણ યાદ કરતા હશો?" ભકતે કહ્યું:—"હા, જ્યારે ઇશ્વરને ભુલી જાઉં છું, ત્યારે તમે યાદ આવી જાઓ છો."

**સાધુસંતોને દ્રવ્યની શી જરૂર?** એક બાદશાહે કોઇ વિપત્તિના અવસરે એવો નિશ્ચય કર્યો કે જો કદી આ વિપત્તિ ટળી જાય તો આટલું ધન સાધુ સંતોને દાન આપીશ. જ્યારે તેની કામના પુરી થઇ ત્યારે તેણે પોતાના નોકરને રૂપીઆની થેલી સાધુઓમાં વહેંચી આપવા માટે આપી. તે નોકર ચતુર હતો. સંધ્યા સમયે તે થેલી જેમની તેમ દરબારમાં પાછી લાવી બોલ્યો, દીનબંધુ મેં ઘણી શોધ કરી પણ આ રૂપીઆનો લેનાર કોઇ મળ્યો નહિ. બાદશાહે કહ્યું, તમે પણ વિચીત્ર માણસ લાગો છો, આ શહેરમા ચારસોથી વધુ સાધુઓ હશે. નોકરે વિનયપુર્વક કહ્યું·—"ભગવાન, જેઓ સાધુ સંત છે તેઓ તો

દ્રવ્યને અડકતાએ નથી; અને જેઓ માયાસક્ત છે, તેમને મેં આપ્યા નથી."

**દાન સંબંધે.** કોઈ મહાત્માથી પુછવામા આવ્યું કે દાન ગ્રહણ કરવુ તે આપ ઉચિત માનો છો કે અનુચિત? તેમણે ઉત્તર આપ્યો કે તેનાથી જો કોઇ સુકાર્યની પૂર્તિ થાય ત્યારે તો ઉચિત, અને જો કેવળ સંગ્રહ તથા વ્યાપાર નીમિત હોય તો અત્યંત અનુચિત છે.

**જેવો વિવેક તેવી ભક્તિ.** એક સધુ કોઇ રાજાનો અતિથી થયો જ્યારે ભોજનનો સમય આવ્યો ત્યારે તેણે બહુજ અલ્પ ભોજન કર્યું પણ જ્યારે નમાઝનો સમય આવ્યો, ત્યારે તેણે ખૂબ લાબા વખત સુધી નમાઝ પઢી જેથી રાજાના મનમાં શ્રદ્ધા ઉત્પન્ન થાય. ત્યાંથી વિદાય થઈ જ્યારે તે ઘર ઉપર આવ્યો ત્યારે તેને ભુખને લીધે બહુજ વ્યાકુલતા હતી. આવતા સાથેજ ભોજન માંગ્યું. પુત્રે પુછ્યું કે પિતાજી શું રાજાએ ભોજન આપ્યું નહિં? બોલ્યા, ભોજન તો આપ્યું, પણ મેં જાણી જોઇને ખાધુ નહિં કારણ કે તેથી મારી યોગસાધનાપર રાજાને પુરો વિશ્વાસ

થવા પામે. પુત્રે કહ્યું. "ત્યારે તો ભોજન કરીને નમાઝ પણ ફરીથી પઢો. જેવી રીતે ત્યાંનુ ભોજન તમારૂં પેટ ભરી ન શક્યું, તેવીજ રીતે ત્યાંની લાંબી નમાઝ પણ સિદ્ધ થએલી ન ગણાય."

## અધ્યાય ત્રીજો.

**સંતોષની મહિમા.** ત્રીજા અધ્યાગમાં સંતોષની મહિમા વર્ણન કરવામાં આવી છે. સા'દીની નીતિ શિક્ષામાં સંતોષ પ્રધાન પદે છે; અને યથાર્થ પણ તેજ છે. સંતોષ સદાચારનો મૂળ મંત્ર છે. સંતોષરૂપી નૌકા ઉપર બેસી આપણે આ ભવસાગર નિર્વિઘ્ને પાર કરી શકીએ છીએ. અધ્યાય ત્રીજામાં ૩૦ કથાઓ છે.

**શું સારૂં ?** મિસર દેશમાં એક ધનવાન પુરૂષને બે પુત્રો હતા, એકે વિદ્યા પ્રાપ્ત કરી, બીજાએ ધન સંચય કર્યું. એક પંડિત થયો અને બીજો મિસરનો

પ્રધાન મત્રી કોષાધ્યક્ષ. એકે પોતાના વિદ્વાન ભ્રાતાને કહ્યું જુઓ હું રાજપદ ઉપર પહોંચ્યો અને તમે જેમના તેમ રહ્યા તેણે ઉત્તર આપ્યો,—"ઇશ્વરે મારા ઉપર વિશેષ કૃપા કરી છે. કારણ કે મને વિદ્યા આપી. જે દેવ દુર્લભ પદાર્થ છે, અને તમને મિસરની તે ગાદીનો મત્રી બનાવ્યો* જે ફિરઔનની હતી

**વધુ ખાનાર વ્યર્થ ભાર ઉપાડે છે.**

ઇરાનના બાદશાહ બહમનના સમ્બન્ધમાં કહેવામાં આવે છે. કે તેણે અરબના એક હકીમને પુછ્યું,—"નિત્ય કેટલું ભોજન કરવું જોઇએ?" હકીમે ઉત્તર આપ્યો,—"૨૯ તોલા" બદશાહે કહ્યું,—'ભલા એટલાથી શું થશે?" ઉત્તર મળ્યો,—"એટલું ખાધાથી તમે જીવતા રહી શકો છો અને તે ઉપરાંત જેટલું વધારે ખાઓ છો, તે ભાર છે, જે તમો તમારા ઉપર વ્યર્થ નાખો છો."

---

* ફિરઔન મિસરનો એક અભિમાની બાદશાહ હતો, જેને હઝરત મુસા પયગમ્બરે નિલ નદીમા ડુબાડયો.

**કરજ લઇ આવા કરતા ભુખ્યા મરી જવું.**

એક મનુષ્ય ઉપર કોઇ વણીયાના રૂપીઆ ચઢી ગયા, તે તેનાથી પ્રતિદીન માગ્યા કરતો અને બહુજ કટુ વચનો સંભળાવતો. જે સાંભળી બીચારો કરજદાર દુ:ખી થતો હતો. સહન કર્યા વિના છુટકારો નહતો આ બિના જોઇ એક ચતુર મનુષ્યે કહ્યું કે ઇચ્છાને દૂર (હઠાવવું) કરવું તે એટલું કઠિન નથી, જેટલું વાણીયાનું કરજ ચૂકાવવું. કસાઇઓની ઉઘરાણીઓ સહન કરવા કરતાં માસની અભિલાષામાં મરી જવું વધારે સારૂં છે.

**ક્રોધીનો પ્રભાવ.**

એક ફકીરને કંઈ જરૂરત પડી. લોકોએ કહ્યું કે અમુક માણસ દયાળુ છે, જો તેને જઈ તમારી આવસ્યકતા દર્શાવો તો તે તમને કદાપી નિરાશ કરશે નહિ. ફકીર પૂછતો પૂછતો તે પુરૂષના ઘર ઉપર ગયો. જોયું તો તે રડતો ચહેરો બનાવી ક્રોધાવેશમાં બેઠો હતો. તે જોઇ ફકીર તરતજ પાછો વળ્યો. લોકોએ પુછયું "કેમ શું થયું?" ત્યારે ફકીરે કહ્યું,—"તેનો ચહેરો જોતાંજ મન ભરાઇ ગયું. જો માગવું પડે તો કોઇ

પ્રસન્ન ચિત્ત માણસથી માગવુ, પણ "મનહુસ" માણસથી નજ માંગવું ઉચિત છે.

**મહેનતના રોટલા.** લોકોએ *હાતિમતાઇને પુછ્યું, શું તમને સંસારમાં તમારા કરતાં કોઈ વધારે યોગ્ય મનુષ્ય દેખાયો છે? બોલ્યા, હા. એક દીને મે લોકોને મેજબાની આપી હતી. સંયોગ વશાત તે દિવસે મને કાર્યવશ જંગલમાં જવું પડ્યુ. ત્યાં એક લાકડ ફાડનારને મેં જોયો, તે લાકડાનો બોજો ઉપાડી આવી રહ્યો હતો, મેં તેને પુછ્યું— ભાઈ આજે તમે હાતિમને ત્યાં મેજબાનીમાં કેમ જતા નથી? આજે આખા દેશના માણસો તેના અતિથી છે. તે બોલ્યો, જે મનુષ્ય પોતાના મહેનતની રોટલી ખાય છે, તે હાતિમ સામે હાથ શાને લંબાવે?

---

* ઉદારતામા અરબનો હરિશ્ચંદ્ર.

## અધ્યાય ચોથો.

**મિતભાષી.** અધ્યાય ચોથો બહુજ ન્હાનો છે. અને તેમા મિતભાષી થવાનો ઉપદેશ કરવામાં આવ્યો છે. તેની દરેક વાતોથી આજ કાલના શિક્ષિત જેમનો સિદ્ધાંતજ એ છે કે કાગનો વાઘ કરી—તલ માત્ર જેટલી બુદ્ધિને પર્વતનું રૂપ આપી દેખાડવ તેઓ સહમત થશે નહિં. આજકાલ વિનય અયોગ્યતાનુ ધોરણ સમજવામાં આવે છે, અને તેજ વિનયી મનુષ્યોને "ચલતા પૂર્જા" તથા કાર્યકુશળ ગણવામાં આવે છે. જો કે તેઓ પોતાની બુદ્ધિ અને ચતુરાઇના ગાન કરવા માંયે પાછા પડતા નથી. કોઇ યુરોપીય સજ્જને એ લખવામાં સંકોચ કર્યું નથી કે મૌન્ય રહેવાથી મૂર્ખતા પ્રગટ થાય છે. એમાં કોઇને શંકા હોઇ ન શકે કે મિતભાષી થવાથી પણ સમાજની ઉન્નતી થઇ શકે છે, અથવા સમાજની ઉન્નતી કરવામાં ઉપયોગી થઇ પડાય છે. એ તો સહુ કોઇના અનુભવમાં આવ્યું હશે કે કોઇ સમયે પોતાની વાચાળતા ઉપર પશ્ચાતાપ કરવો પડે છે. આ વિષયમાં શેખ સા'દીએ કેટલા-

એક મર્મપૂર્ણ ઉપદેશ કર્યો છે. જે ઉપર વિચારવાથી અને વર્તવાથી આપણને અવશ્ય લાભજ થશે.

**હું અજ્ઞાન હોઉં તો?**

એક ચતુર યુવકનો નિયમ હતો કે જ્યારે ને વિદ્વાનોની સભામાં બેસતો ત્યારે તે મૌન્ય ધારણ કરતો. લોકોએ તેને કહ્યું—"તમે પણ ક્યારે ક્યારે કોઇ વિષય ઉપર ચર્ચા કરો" તેણે કહ્યું:—પણ કદાપિ એવું થવા ન પામે કે લોકો મને વાત કરતા કોઇ એવી વાત પુછે કે જેની મને ખબર ન હોય અથવા તે મને આવડતી ન હોય અને તેથી મને લજ્જીત થવું પડે.

**કોણ મૂર્ખ?**

એક વિદ્વાને કહ્યું કે સંસારમાં જો કોઈ એવો મનુષ્ય હોય કે જે પોતાની મૂર્ખતાનો સ્વીકાર કરતો હોય, તો તે તેજ મનુષ્ય છે કે જે કોઇ માણસની વાત પૂર્ણ થવા અગાઉ વચમાં બોલી ઉઠે છે.

**નહિં બોલું.**

હસન નામના એક મંત્રી ઉપર બાદશાહ મહમદ ગઝનીનો બહુજ વિશ્વાસ હતો. એક દિવસે તેને અન્ય કર્મચારીઓએ પુછ્યું કે "આજે બાદ-

શાહે તમને અમુક વિષયના સબંધમાં શું કહ્યું?"
હસને ઉત્તર આપ્યો:—"જે તમને કહ્યું તેજ મને
કહ્યુ. ત્યારે તેઓએ કહ્યું:—"જે વાત બાદશાહ
તમને કહે છે, તે અમને કહેતા નથી" ઉત્તર મળ્યો,
"જ્યારે બાદશાહ મારા ઉપર વિશ્વાસ રાખી કોઇ
ગુપ્ત વાત મને કહે છે ત્યારે તે વાત તમો મને શા
માટે પૂછો છો?'

**ખરાબ પાડતો મૌલવી.**

કોઇ મસ્જીદમાં અવૈતનિક મૌલવી
એવી ખરાબ રૂપે નમાઝ પઢતો
કે જેથી સાભળવા વાળાને ઘણા
થતી મસ્જીદનો સ્વામી દયાળુ
હતો, તે મૌલવીનું દીલ દુખવવા ચાહતો નહે તો
મૌલવીને કહ્યુ કે આ મસ્જીદના કેટલાક જુના મુલ્લા-
ઓ છે જેને હુ રૂ. ૫, માસીક આપુ છુ તમને દશ
આપીશ, પણ તમે કોઇ બીજી મસ્જીદમા જઇ નમાઝ
પઢી આવ્યા કરો. મૌલવીએ તેનો સ્વીકાર કર્યે પણ
થોડા દીવસ પછી પુન. તે સ્વામી પાસે આવ્યો અને
બોલ્યો, તને તો મને ૧૦, દઇને અહીંથી કાઢયો, હવે
જ્યા છું ત્યા લોક મને મસ્જીદમાથી બહાર કાઢવાને
૨૦, આપી રહ્યા છે ત્યારે સ્વામી ખુબ હસ્યો, અને

બોલ્યો. ૫૦, દિનાર લીધા વિના તેઓનો પીછો છોડજે નહિં.

**વિદ્વાન અને અજ્ઞાન.** હકીમ જાલિનૂસે એક અક્કલહીણ મૂર્ખને જોયો. જે એક વિદ્વાનનુ ગળું પકડી તેની ફજેતી કરતો હતો. તેથી તે બોલ્યો કે જો આ વિદ્વાન ન હોત તો એક અજ્ઞાન માણસના હાથે આટલે દરજ્જે હલકો થવા પામતે નહિં.

બે વિદ્વાનો અરસપરસ વાદવિવાદ કરે, પણ એક વિદ્વાન જો એક અજ્ઞાન સાથે તકરાર કરે, તો તે વિદ્વાનજ ગણાય અજ્ઞાન તો ક્રોધાવેશમાં કટુ વચનો ઉચારી નાખશે, પણ વિદ્વાન તેને મિષ્ટવાણીએ શાંત કરશે બે સમજુ માણસોની તકગર ગંભીર રૂપ ધારણ નહિં કરે, કારણ જો એક ગુસ્સે થશે તો બીજો શાંત રહેશે. પણ જો બે અજ્ઞાનો તકગર કરે તો તેઓ લોખંડી સાંકળ તોડી નાંખે તેટલો રોષ કરશે.

એકે બીજાને ગાળો આપી; તે સાંભળી બીજો સહન કરી બોલ્યો કે,—"તું કહે છે તેના કરતાં હું વધારે ખરાબ છું; કારણ કે મારી ખોડ ખાપણો હું તારા કરતા વધારે જાણું છું."

**જ્યોતિષીની સ્ત્રી** એક જ્યોતિષી કામ ઉપરથી ઘેર પાછો વળ્યો, ત્યારે તેણે જોયું કે એક પારકો પુરુષ પોતાની સ્ત્રી સાથે વાતચિત કરી રહ્યો છે. તેથી જ્યોતિષી ક્રોધિત થયો અને તકરાર કરવા લાગ્યો. અંતે બન્ને મારામારી કરવા ઉપર ચઢયા. એ જોઈ એક વિદ્વાન બોલ્યો કે "તું તારા ઘરની વાતોથી જ્યારે બીન માહિતગાર છે, ત્યારે આકાશના ચક્રની વાતો તુ શું જાણે?"

---

## અધ્યાય પાંચમો.

**યુવાની અને પ્રેમ.** પાંચમાં પ્રકરણમાં યુવાની અને પ્રેમની વાતો લખવામાં આવી છે. યુવાની અને પ્રેમનો આનંદ સમજાય તેમ છે. આમાની ઘણી કથાઓ એવી છે કે જેને ગુલીસ્તાન જેવા સંગ્રહમાં સ્થાન આપવું જોઇતું ન્હોતું એમ ઘણાકો માને છે. યુવાની અને પ્રેમની વાતોનું વર્ણન એવી રીતે કરવામાં આવ્યું છે કે જાણે સા'દીને યુવાનીનો

નશો ચઢી ગયો હોય ને ? અધ્યાય પાંચમામાં ૨૧ કથાઓ છે.

**લયલા અને મજનું.**

અરબના એક બાદશાહ પાસે કેટલાક માણસો લયલા અને મજનુંનના પ્રેમની વાતો કરતા હતા. મજનું વિદ્વાન હોઈ દેખાવડો હતો, તે વિદ્યામાં પ્રવિણ હોઇ લયલાના પ્રેમમાં દિવાનો થઈ જંગલોમાં ભટક્યા કરતો હતો. બાદશાહે જ્યારે આ વાત જાણી ત્યારે મજનુંનને હાજર કરવા આજ્ઞા કરી. મજનું હાજર થયો. બાદશાહે તેને ઠપકો આપ્યો કે "મનુષ્યાવતારમાં તને શું ખામી જણાઈ કે જેથી તું પશુઓ સમાન જંગલમાં ભટકતો રહે છે?"

મજનું રડી પડયો અને બોલ્યો,—"ઘણા મિત્રો મારી હાંસી કરે છે, પણ જો તેઓએ લયલાને જોઈ હોત તો મને વ્યાજબી ગણતે"

"આહ! મારી જે લોકો નિંદા કરે છે તે લોકોએ જો મારી પ્રિયા તારૂં સુંદર મૂખડું જોયું હોત તો તેઓ તરતજ પોતાના મન ઉપરનો કાબુ ખોઇ લીંબુ બદલે પોતાના હાથો કાપી નાખતે."

બાદશાહે વિચાર્યું કે મજનું જે લયલાના પ્રેમમા આવો ગાંડો થઈ ગયો છે, અને તે માટે સંસારમાં કાલાહલ કરી મુકી છે, તે લયલાને જેવી જોઇએ કે તે કેવી છે. બાદશાહના હુકમ અનુસાર લયલાને બાદશાહે તેડાવી જોઇ, લયલા કાળા રંગની. દુર્બલ હતી. તેમા ખુબસુરતીનુ નામે ન્હોતુ બાદશાહની ગુલામડીઓ પણ એથી વધુ સુંદર હતી મજનું બાદશાહના મનોભાવ સમજી ગયો, અને બાદશાહને કહ્યું કે, "જહાંપનાહ! તમે લયલાને (મજનુનની) મારી દ્રષ્ટિએ જુઓ"

એક તંદુરસ્ત માણસ બીજાને થએલા ઘાની અસર શુ જાણે? તેની વેદનાની તેને શું સમજ પડે? જેણે ભમરાના ડંખના વેદના વેઠી નથી, તેના પાસે તે ડંખની વેદનાનું વર્ણન કરવું વ્યર્થ છે. જ્યાં સુધી તુ મારી સ્થિતિમા મુકાય નહિં, ત્યાં સુધી મારા હ્રદયના દુઃખની વાત તારી પાસે હવાઇ કિલ્લા સમાન છે મારા દુઃખ દર્દ સાથે તેને શુ સબંધ? કારણ કે મારૂ અંગ પ્રેમથી ઘાયલ થયું છે, અને તેના હાથમા શિખામણનું નિમક છે.

\+ \+ \+ \+

"આગ લગ જાએ મસિહા તેરે સમઝાનેકો."

\+ \+ \+ \+

અગરચે મજનું વ લયલી ઝીન્દહ ગશ્તી,
હદીસે ઈશ્ક અઝ ઈન દફતર નવીશ્તી

**ભાવાર્થઃ**—"જો લયલા અને મજનું જીવતા હોત તો તેઓ પ્રેમને પાઠ મારા આ પુસ્તકના પાચમા અધ્યાયથી મેળવતે."

**હૃદય અને દ્રષ્ટિ.** હુસેન મેમનદિને કોઈને પુછ્યું કે, સુલતાન મહમદ પાસે જગતમાં વખણાતી એવી ઘણીએ ખુબસુરત બાંદીઓ છે, પણ તે જેવો પ્રેમ આયાઝ ઉપર રાખે છે, તેવો બીજાઓ ઉપર કેમ રાખતો નથી? જો કે આયાઝ કંઈ ખુબસુરત નથી. ઉત્તર મળ્યો, જે વસ્તુ હૃદયને ગમી જાય છે, તે વસ્તુ દ્રષ્ટીને પણ સારી દેખાય છે.

**પ્રિયા અને શેઠ!** એક ધનાઢ્ય પાસે એક ગુલામડી હતી. તે સુંદરતાનો એક નાદર નમૂનો હતી. જેની ઉપર ધનાઢ્ય માલેક પ્રેમ રાખતો હતો. એક દિવસે તે

ધનાઢ્યે પોતાના મિત્રને કહ્યું કે બહુજ દીલગીરીની વાત છે કે આ ગુલામડી અતિ રૂપાળી તથા સુંદર હોવા છતાંએ તે હદથી વધુ પડતુ બોલનાર તેમજ વિનયને બાજુએ મૂકવાની ખોડ ધરાવે છે. મિત્રે કહ્યું કે અરે મિત્ર! જ્યારે તું તેને ચાહે છે, પ્રેમ રાખે છે, તો પછી તૂ તેનાથી સેવાની આશા નહિં રાખ. કારણ કે જ્યારે પ્રેમી અને પ્રિયાનો સબંધ જોડાય છે, ત્યારે માલેક અને ગુલામનો સબંધ તુટવા પામે છે.

**ધીમો ચાલ.** એક સમયે હું મારી યુવાનીના મદથી કુલાઇ યાત્રા કરતા ઝડપથી ચાલ્યા જતો હતો. સાંજ થતા હું થાકીને એક ડુંગરના તલેટીએ જઇ બેઠો એક વૃદ્ધ પુરૂષ જે કાફલાની પાછળ આવતો હતો તેણે મને કહ્યું. "કેમ સુતો છે? આ સુવાની જગ્યા નથી." મે કહ્યુ,–"મારામા હવે ચાલવાની શક્તિ નથી. તેથી તેણે કહ્યુ કે,–"વિદ્વાન લોકો કહે છે કે ધીમે ચાલવું અને આસાએશ લેવી તે દોડવા અને થાકી જવા કરતાં વધુ હિતમ છે"

જો તને ચાલવાની ઇચ્છા હોય તો દોડીને જતો નહિં, મારૂં કહ્યું માન અને ધીમો ચાલ, જોશ બે-

દોડતો અરબી ઘોડો થાકી જાય છે, પણ ધીમો ચાલતો ઉંટ રાત અને દિવસ ચાલવા છતાંએ થાકતો નથી.

\+ \+ \+ \+

જ્યારે એક ખુબસુરત દાસી સાથે માલેક રમત ગમત અને હસતું બોલવું કરશે, તો પછી તે દાસી માલેક ઉપર હુકમ ચલાવે તેમાં નવાઈ શું?

---

## અધ્યાય છઠ્ઠો.

**વૃદ્ધાવસ્થા.**

અધ્યાય છઠ્ઠામાં વૃદ્ધાવસ્થાનું વર્ણન કરવામાં આવ્યું છે લોક માન્યતા મુજબ વૃદ્ધાવસ્થાના છઠ્ઠા અધ્યાયમાં જે વાતો લખવામાં આવી છે. તે સર્વે અત્રે પ્રગટ કરવી ઉચિત નથી, કારણ કે તેમાં ઘણે ઠેકાણે વિવેકનો ત્યાગ થએલો છે છઠ્ઠા અધ્યાયમાં ૯ કથાઓ છે.

**બાળ વય.**

એક સમયે યુવાવસ્થામાં મેં માતાજીને કંઈ કઠોર વાતો કહી, માતા દુઃખી થઈને એક ખણે જઈ બેઠી અને રડી રડી કહેવા લાગી,—"બાળવય

વિસરી ગયો એથીજ હવે મુખથી એવી વાતો નિકળે છે."

**યુવતિ અને વૃધ્ધ.** એક વૃદ્ધને લોકોએ પુછ્યું, લગ્ન શા માટે કરતા નથી? તે બોલ્યો, વૃદ્ધા સ્ત્રીઓ સાથે હું લગ્ન કરવા ચાહતો નથી લોકોએ કહ્યું, તો કોઈ યુવતિ સાથે લગ્ન કરી લ્યો. ત્યારે તે બોલ્યો, હું જ્યારે વૃદ્ધ થઈ વૃદ્ધા સ્ત્રીઓથી ન્હાસું છું, તો તે યુવતિ હોઇ વૃદ્ધ પુરૂષને કેવી રીતે ચાહશે?

---

## અધ્યાય સાતમો.

**શિક્ષા સબંધે.** અધ્યાય સાતમામાં શિક્ષા સબંધેની કથાઓ છે. સા'દીએ શિક્ષકોના ગુણદોષ, શિષ્ય અને ગુરૂના પારસ્પરિક વ્યવહાર અને શિક્ષાનું ફળ વર્ણવ્યું છે. તેમનો સિદ્ધાંત હતો કે શિક્ષા જેટલીએ તેટલી ઉત્તમ કેમ ન હોય તો પણ તે માનવ સ્વભાવને ફેરવી શકિત નથી, અને શિક્ષક જોઇએ તેટલો

વિદ્વાન હોય અને સચરિત્ર પણ હોય, તોએ તે પોતાના કાર્યમાં કઠોરતા વિના સફળ થતો નથી જો કે આજકાલ આ સિદ્ધાંત નિભ્રાંતે માની શકાય તેમ નથી, તથાપિ એમ પણ કહી ન શકાય કે તેમાં કંઇ તત્ત્વ નથી. હજી સુધી કોઇ એવી શિક્ષા પદ્ધતીનો પ્રચાર થયો નથી કે જે દંડનો નિષેધ કરતી હોય, હાં, કોઇ શારીરિક દંડના પક્ષમાં છે, તો કોઇ માનસિક દંડના પક્ષમા સાતમા અધ્યાયમાં ૮ કથાઓ છે.

**રાજપુત્રને વધુ સજા.**

એક વિદ્વાન કોઈ બાદશાહના પુત્રને શિક્ષા આપતો હતો, તે તેને બહુજ મારતો તથા ધમકાવતો હતો. રાજપુત્રે એક દિવસે પોતાના પિતાને અધ્યાપક સંબંધે ફર્યાદ કરી, તેથી બાદશાહને પણ ક્રોધ થયો.

અધ્યાપકને બોલાવી બાદશાહે પુછ્યું કે, મારા પુત્રને એટલું શાને મારો છો? એટલી નિર્દયતા તમે અન્ય શિષ્યો સાથે કેમ નથી કરતા? અધ્યાપકે ઉત્તર આપ્યો, રાજપુત્રમાં નમ્રતા અને સદાચારની વિશેષ આવશ્યકતા છે. કારણ કે બાદશાહો જે કંઈ કહે છે તથા કરે છે, તે પ્રત્યેક મનુષ્યની જિહ્વાપર

રહે છે, પણ જેને બાળવયમાં સચ્ચારિત્રની શિક્ષા કઠોરતાપૂર્વક નથી મળી, તે મોટા થતા કોઇ સદ્ ગુણ ગ્રાહ્ય કરી શકતો નથી. લીલી લાકડીને જોઇએ તેટલી વાળો તો તે વળશે, પણ લાકડી સૂકાઇ જતા વળી શકશે નહિં.

**કઠોર અને નમ્ર.** મેં આફ્રીકા દેશમાં એક મૌલવીને જોયો. તે અત્યંત કુરૂપ અને કટભાષી હતો. વિદ્યાર્થીઓને ભણાવતો ઓછું અને મારતો વધારે. લોકોએ તેને કાઢી મૂકી એક ધાર્મિક, નમ્ર અને સહનશિલ મૌલવીને રાખ્યો. આ સાહેબ બાળકો સાથે બહુ પ્રેમથી બોલતા, કદી તેમના તરફ ક્રોધ દ્રષ્ટિએ જોતા નહિં. વિદ્યાર્થીઓ તેમનો આવો સ્વભાવ જોઇ બગડી ગયા. અરસપરસ ધીગાણું કરતાં, લખવાની પાટીઓ લડાવતા. જ્યારે હું ત્યાં બીજા વખતે ગયો તો મેં જોયું કે ત્યાં પહેલાવાળો મૌલવી બાળકોને ભણાવી રહ્યો હતો. પુછવાથી વિદિત થયું કે બીજા મૌલવીની નમ્રતાથી કંટાળી લોકો પહેલાં મૌલવીને મનાવી લાવ્યા હતા.

**ડફાંસ્યાના ભરોસે!** એક વખતે હું બલખથી કેટલાક યાત્રીઓ સાથે આવી રહ્યા હતો. અમારી સાથે એક બળવાન યુવક ડીંગ મારતો ચાલ્યો

આવતો હતો કે મેં આમ કર્યું ને તેમ કર્યું, સંજોગ જોગે અમને રસ્તામાં કેટલાક ડાકુઓએ ઘેરી લીધા. મેં પહેલવાનને કહ્યું કે હવે શું ઉભા છો? કંઇ તમારૂં પરાક્રમ દેખાડો? પણ લુટારાઓને જોતાજ તે પહેલવાનની શુદ્ધ ઉડી ગઇ. તીર કામઠા હાથથી છુટી ગયા. અને તે થરથર કંપવા લાગ્યો. અમોએ જ્યારે તેની આ દશા જોઈ ત્યારે અમો અમારો સામાન છોડી ન્હાસી ગયા. જેને યુદ્ધનો અનુભવ હોય તેજ ટકી શકે છે. માટે બળથી અધિક સાહસની જરૂર છે. ડફાંસ્યાઓના ભરોસે રહેવા પહેલા વિચાર કરવો જોઇએ

## અધ્યાય આઠમો.



**સદાચાર અને સદ્વ્યહવાર.** આઠમા અધ્યાયમાં સાદીએ સદાચાર અને સદ્વ્યહવારના નિયમો લખ્યા છે. કથાઓનો આશ્રય ન લેતાં તેમણે સ્પષ્ટ ઉપદેશો કર્યા છે. તેથી આ પ્રકરણ સામાન્યપણે વિશેષ રોચક થઇ શકે તેમ નથી, પરંતુ આ ઊણપને સાદીની

રચના સૌંદર્યે પુરી નાના નાના મધુર વાક્યોમાં સુત્રો પ્રમાણે અર્થ ભર્યા છે. જાણે એજ અધ્યાય સાદીના ઉપદેશનો કોષ છે. આ તે ઉપવન છે કે જેમા રાજદ્વારી, સદાચાર, મનોવિજ્ઞાન સમાજ નીતિ, સભાચાતુરી, આદિના અનેક મનોહર સુવાસીત પુષ્પો સમાજને ઉત્કર્ષનો લ્હાવો તથા જ્ઞાન આપી રહ્યા છે. આ પુષ્પોમાં છુપાએલા કાંટાઓ છે, પણ તે કાંટાઓમાં અદ્ભુત ગુણ એ છે કે તે લાગતા નથી, કે નથી જરાએ દુ:ખ દેતા! માટે આપણે એ સુત્ર સમાન મિષ્ટ ઉપદેશો ઉપર એક દ્રષ્ટી નાખીએ તેથી જરૂર ઓછો વધતો લાભ મળશે.

**પુષ્પવાડીના પુષ્પો.**

જો કોઇ નિર્બળ શત્રુ તમારી સાથે મિત્રતા કરે તો તમારે તેનાથી અધિક સચેત રહેવું જોઇએ. જ્યારે મિત્રની સચ્ચાઇનોજ વિશ્વાસ નથી તો શત્રુઓની ખુશામદનો શો વિશ્વાસ?

જો ક્યાંએ તમને બે શત્રુઓ વચ્ચે કંઇ કહેવુ હોય તો તે વાત એવી રીતે કહો કે જો પુન: તે કદી મિત્ર થઇ જાય તો તમને લજ્જીત થવું ન પડે.

જે મનુષ્ય પોતાના મિત્રના શત્રુઓ સાથે મિત્રતા કરે છે તે પોતાના મિત્રનો શત્રુ છે.

જ્યાં સુધી ધનથી કાર્ય પાર પડે ત્યાં સુધી જીવને જોખમમાં ન હોમાવવો પણ જ્યારે કોઇ ઉપાયજ ન રહે તો કમરથી તલવાર કાઢો.

શત્રુની સલાહ વિરૂદ્ધ કાર્ય કરવું એજ યોગ્ય છે. જો શત્રુ તમને તિર સમાન સીધો માર્ગ દેખાડે તો પણ તમે તેની વિરૂદ્ધ જાઓ

એટલા કઠોર થતા નહિં કે જેથી લોકા તમારાથી બ્હીવા લાગે, અને એટલા કોમળ થતા નહિ • લોકો માથે ચઢવા પામે.

બે મનુષ્ય રાજ્ય અને ધર્મના શત્રુ છે, રાજા અને મૂર્ખ સાધુ.

રાજાને ઉચિત છે કે પોતાના શત્રુઓપર એટલો ક્રોધ ન કરે કે જેથી મિત્રોના મનમાં પણ ખટકો ઉત્પન્ન થાય

જ્યારે શત્રુ પોતાની નેમમાં ફાવતો નથી, અથવા તેનું કશુંએ ચાલતુ નથી, ત્યારે તે મિત્રતા ઉત્પન્ન કરે છે. મિત્રતાની આડમાં તે પોતાના સઘળા

કાર્યો કરી શકે છે, જે કાર્ય શત્રુ થઇને કરી શકતા નથી

સર્પના માથાને પોતાના શત્રુના હાથે ચગદાવો, કાં તો સર્પ મરશે કાં તો શત્રુના હાથથી છુટકારો થશે

જ્યા સુધી તમને પૂર્ણ વિશ્વાસ ન થાય કે તમારી વાત પસંદ પડશે, ત્યાં સુધી બાદશાહ સમક્ષ કોઇની નિન્દા કરો નહિં. અન્યથા તમને સ્વયં હાની ખમવી પડશે.

જે વ્યક્તિ કોઇ ઘમંડી મનુષ્યને ઉપદેશ કરે છે, તે પોતેજ ઉપદેશ માટે લાયક છે.

જે મનુષ્ય સામર્થ્યવાન હોઇ ભલાઇ કરતો નથી, તેને સામર્થ્યહીન થતા દુઃખ ભોગવવુ પડશે. અત્યાચારીનો વિપદમાં કોઇ સાથી હોતો નથી.

કોઇના ગુપ્ત ભેદો ઉઘાડા નહિં પાડો, તેથી તમારો પણ વિશ્વાસ ઉઠી જશે.

વિદ્યા ભણી તેનો સદ્ઉપયોગ ન કરવો, તે જમીન ખેડી બી નહિં નાખવા સમાન છે

દુર્જન લોક સજ્જનોને તેજ પ્રમાણે જોઇ શકતા નથી જેવી રીતે બઝારી કુતરા શીકારી કુતરાને જોઇ દુરથીજ ભસે છે. પણ પાસે જવાની હિંમત કરતા નથી.

ગુણહીન ગુણવાનો સાથે દ્વેષ કરે છે.

બુદ્ધિમાન મનુષ્યો ભોજન પચી જવા પછી ખાય છે. યોગીઓ એટલુંજ ખાય છે કે જેટલાથી જીવિત રહી શકાય છે. યુવાનો પેટભરી ખાય છે, વૃધ્ધો જ્યાં સુધી પરસેવો નહિં છુટે ત્યા સુધી ખાતાજ રહે છે, પરંતુ કલંદર એટલું ખાઇ જાય છે કે જેથી શ્વાસ લેવાની પણ જગ્યા રહેતી નથી.

જો પત્થર હાથમાં હોય અને સર્પ નીચે, તો તે સમયે ચિંતા કે વિચાર કરવો જોઇએ નહિં.

જો કોઇ બુદ્ધિમાન મૂર્ખાઓ સાથે વાદવિવાદ કરે તો તેણે પ્રતિષ્ઠાની આશા રાખવી નહિં.

જે મિત્રને તમોએ બહુજ દિવસો પછી મેળવ્યા છે, તેની સાથે મિત્રતા નભાવવા માટે યત્ન કરો.

વિવેક ઇન્દ્રીયોને આધિન છે, જેવી રીતે કોઇ સીધો સાદો માણસ ચંચળ સ્ત્રીને આધીન હોય છે.

જે વ્યકિત લોકોના પ્રશંસાપાત્ર થવાની ઇચ્છાએ વાસનાઓનો ત્યાગ કરે છે, તે યોગ્યને (હલાલ) તજી અયોગ્ય (હરામ) તરફ ઢળે છે.

બે વાતો અસંભવિત છે, એક તો પોતાના અંશ કરતા અધિક ખાવું. બીજું મૃત્યુ પહેલા મરી જવું +

**ગુલીસ્તાનની પૂર્ણાહુતિ.**

સા'દી પોતાના લોકપ્રિય ગુલીસ્તાનની પૂર્ણાહુતિ કરતા લખે છે કેઃ-

આ ગુલીસ્તાન ખુદા પાકની કૃપા અને સહાયે સમાપ્ત થઇ છે, અને તેમાં લખેલ બૈતો (પદ) બીજા લેખકો જેમ જુના કવિઓના પુસ્તકોમાંથી તફડાવ્યા નથી. પણ આ પુસ્તક લખનારેજ લખ્યા છે.

બીજાઓ પાસેથી માગીને કપડા પહેરવા કરતાં પોતાના જુના જમાનાના ચિથરાને પહેરી અંગ ઢાંકવુ વધારે સારૂં છે.

સા'દીની ઘણી વાતો મનને આનંદ સાથે જીવને આસાએશ આપનારી છે. તે ઉપર કુડ બુદ્ધિના

+ વધુ માટે જુઓ આ પુસ્તકના શેખ સા'દાની કહેવતો"

માણસોએ કટાક્ષ કે વ્યર્થ ઠઆનદરાઝી કરવી નહિં, કારણ કે વ્યર્થ બકવાટથી મગજને બેહુદું બનાવવું, અને વિના કારણે બત્તીનો ધુવાડો ખાવો તે બુધ્ધિ-વાનનું કાર્ય નથી. પણ સદ્બુધ્ધિનાં માણસોથી છુપું નહિ હોય કે મનને પ્રફુલ્લ કરનાર ઉપદેશના મોતીઓને એમાં પરોવ્યા છે, અને ઉપદેશના કડવા ઔષધને મનરંજન કરનાર મીઠા મધમાં મેળવી આપ્યો છે કે જેથી વાંચનારને કંટાળો ઉપજે નહિં, અને આ આનંદ મેળવવાના ધનનો લ્હાવો લઇ શકે. **મસનવી:**

**મા નસિહત બજાએ ખુદ કરદીમ;**
**રૂઝગારી દરિન બસેર કરદીમ,**

**ગર નયાવદ બગુશ રગબત કસ;**
**બર રસૂલાન પયામ બાશદો બસ.**

**ભાવાર્થ:**—"મારે જે ઉપદેશ કરવો હતો, તે મેં કર્યો, અને તેમાં જીવનના મોટા ભાગનો ઉપયોગ કર્યો છે. જો તે કોઇના કાનને રૂચિકર ન લાગે–તો, માત્ર પેગમ્બર ઉપર કહેણ મોકલું છું, એજ."

**અરેબીકમાં પ્રાર્થના.**

**યા નાઝેરન ફિહે સલ બીલ્લાહે મરહમહ;**
**અલ-લ મૂસૈન્નફે વસતગફીર લે સાહેબેહી,**

**વતલુબ લેનફસેકા મીન ખૈરીન તરીદો બેહી;**
**મીન બઅદે ઝાલીકે ગુફરાનન્ન લેકાસેબેહી,**

**લવ અન-ન ઙ્હી યવમન--તલાકા મકાનહૂ,**
**ઇન્દર રઉફે લ કુલતો યા અમવાલના.**

**અ--નૂર મૂર્શીએ વ અનના મૌલા મૂહસીન**
**હા કદ અસાતો વ-અત લોબુલ એહસાના.**

સા'દી અરેબીક ભાષા ઉપર પણ સારો કાબુ ધરાવતા હતા. તે ઉપરોક્ત અરેબીક કાવ્ય ઉપરથી જણાશે સા'દી પ્રાર્થના કરે છે કેઃ—

ભાવાર્થઃ—ઓ વાંચક! તું આ પુસ્તક બનાવનાર માટે દયા માંગજે, અને જ્યારે તું તારા માટે દુઆ કરી લે, ત્યારે મારા માટે માફી ચાહજે, હું ક્યામતના દિવસે ખુદાને વિનંતિ કરીશ કે હું ગુનેહગાર બંદો છું, અને તું ક્ષમા કરનાર બાદશાહ છે. તારી દયા ચાહું છુ.

**બૈયત.**

**શુક્ર કે ઇન નામેહ બઉનવાન રસિદ;**
**પિશતર અઝ ઉમ્ર બપાયાન રસિદ.'**

ભાવાર્થઃ—ઇશ્વરનો આભાર છે કે આ ગ્રંથ પોતાના ઉદ્દેશે પ્હોંચ્યો અને તે મારા ક્ષણભંગુર જીવનના અંત અગાઉ પૂર્ણ થયો.

**ગુલીસ્તાન અને તેની કથાઓસમાપ્ત.**

---

# શેખ સા'દીની રચના અને સાહિત્ય ચર્ચા.

## ખંડ ૫ મો.

**૬૦૦ વર્ષ ઉપર લખાએલું ગુલીસ્તાન.**

ગુલીસ્તાન આજથી છસો વર્ષ ઉપર લખાયું હતું, તેની રચના કરવામાં શેખ સા'દીએ પોતાનો અનુભવ અને સમયનો સદ્‌ઉપયોગ કર્યો છે, એ કહેવાની જરૂર નથી. ગુલીસ્તાન એ નીતિ ઉપદેશની પુષ્પ વાડી તરીકે માન્ય રાખવામાં આવી છે. વિદ્વાન વર્ગથી લઇને સર્વ સાધારણ વર્ગે ગુલીસ્તાનને ઉપદેશ દેનાર (સર્વોત્તમ) બિનહરીફ ગ્રંથ તરીકે માન્ય રાખ્યો અને સંસારની દરેક ભાષાના સાહિત્યકારોએ તેની કિંમત આંકી તેના સંખ્યાબંધ અનુવાદો કર્યા છે. જુદી જુદી ભાષામાં જુદા જુદા લખનારાઓ

હસ્તે ગુલીસ્તાનના અનુવાદો થવા પામ્યા છે. એ ગુલીસ્તાનની મહત્વતા સબંધે સચોટ પૂરાવો છે.

છસો વર્ષ ઉપર ગુલીસ્તાનમાં વપરાએલી ભાષા જૂની થઇ ગએલી અથવા તેની શૈલી નિર્માલ્ય થવા પામી છે એમ કોઇથી કહી શકાયું નથી. અમે એવા અનેક દાખલાઓ રજુ કરી શકીએ છીએ કે, અનેક ગ્રંથો જે માત્ર ૧૦૦ વર્ષ ઉપર લખાયા હોય તેની ભાષા અને વિચાર ૧૦૦ વર્ષ પછી જનસમાજને બંધબેસ્તા અથવા ઉપ્યોગી જણાતા બંધ પડયા છે. અનેક ગ્રંથોની ભાષા આજે આપણને જૂની અને નિર્માલ્ય થઇ ગએલી લાગે છે. અનેક જૂના ગ્રથોની શૈલી શુષ્ક લાગે છે. તેનું કારણ તેવા ગ્રંથો લખનારાઓની ખામી નહિં; પણ અમૂક અંશે કુદરતી નિયમ છે. ભાષામાં સમયના વહેવા પ્રવાહ સાથે પરિવર્તન થયા કરે છે, એ સમાજની ઉન્નતી અથવા ચઢતીને આભારી છે. પણ વિચારોમાં સમયના પ્રવાહ સાથે પરિવર્તન થવું ન જોઇએ એમ ઘણાઓનુ માનવું છે. એ વાત ખરી કે ઘણાં પ્રસંગો એવા ઉત્પન્ન થવા પામે છે કે સમાજને પોતાના વિચારો ફેરવવા પડે છે, પણ તે વિચારો સમયને અનુસરનાજ હોય છે.

શેખ સા'દીએ છસો વર્ષ ઉપર જે વિચારો દર્શાવ્યા હતા, તે સમયના પ્રવાહ સાથે વહી ગયા નથી, સા'દીના વિચારો આજે પણ જેવા જોઇએ તેવા ઉપયોગી અને સમાજને બંધનકર્ત્તા છે. સા'દીના ગુલીસ્તાનની બીજી ખૂબી તો એ છે કે તેમાં સા'દીએ જે ફારસી ભાષા છસો વર્ષ ઉપર વાપરી હતી તે ભાષા આજે પણ સર્વોપરી ગણાય છે. છસો વર્ષ ઉપર લખાએલી સાદી'ની ભાષા જૂની થઇ ગઇ છે એવો આક્ષેપ કોઈ પણ હજી કરી શક્યું નથી, એ સા'દીની ઉત્તમ રચના અને ભાષા સૌંદર્યની મહત્તા નહિં તો બીજું શું? સા'દી—પછી લખાએલા ફારસી ભાષાના ગ્રંથોની ભાષાને લોકો આજે જૂની પૂરાણી ભાષા તરીક ઓળખાવે છે, પણ સા'દીની ભાષા સબંધે કોઈ તેમ કહી શકતું નથી.

છસો વર્ષ પછી સમાજે સાહિત્ય વિષયમાં જે પ્રગતિ કરી છે; તે પ્રગતિને શિખરે ચઢનાર ફારસી ભાષાના સાક્ષરો આજે પણ સા'દીની ભાષાને સર્વોપરી ગણે છે, તે ઉપરથી સા'દીની એક સાહિત્યકાર સાક્ષર તરીકેની મહત્વતા સબંધે વાંચક વર્ગ તોલ કરી શકે તેમ છે.

**શેખ સા'દીની સફળતાનું કારણ.**

નીતિ ઉપદેશનો વિષય શુષ્ક મનાય છે, શિખામણ દેનાર અળખામણો થવા પામે છે, ઉપદેશના મીષ્ટ વાકયો વિષ સમાન લાગે છે, એમ સામાન્ય પણે આપણે સંસારમાં અનુભવીએ છીએ. શિખામણ દેનાર દોઢ ડાહ્યા તરીકે ગણાઈ તરછોડી કઢાય એ આપણે સામાન્યપણે જોઇએ છીએ, ત્યારે શેખ સા'દીનો વિષય અથવા તેમનો જીનન ઉદ્દેશ જનતાને નીતિ ઉપદેશ અથવા સુબોધ આપવાનો હતો, અને તેમણે પોતાના અનેક ગ્રંથોમાં રાજા પ્રજાને માત્ર ઉપદેશ અને શિખામણો આપ્યા છે, તોએ તેઓ કોઈના અળખામણા કે અપ્રિય થવા પામ્યા નથી. બલ્કે તેમણે રાજા અને પ્રજાનો એકસરખો પ્રેમ પ્રાપ્ત કર્યો હતો, તે તેમના જીવનવૃત્તાંત ઉપરથી જોઈ શકાય છે. સા'દીના ઉપદેશોને વિદ્વાન વર્ગથી લઇને સર્વ સામાન્ય માણસોએ માન આપી પોતાના જીવનમાં ગ્રહણ કર્યું છે. અનેક ગ્રંથકારો, લેખકો અને વિદ્યાપ્રેમીઓ પ્રસંગાનુસાર શેખ સા'દીના વચ-નોનો ઉપયોગ કરી પોતાની વાતને પુષ્ટી આપે છે. શેખ સા'દીના પદો કહેવતો તરીકે સાધારણ રીતે

કપરાય છે; તેના વાસ્તવિક કારણો અનેક છે. પ્રથમ તેમની મીઠી અને સરળ ભાષા તથા ઉત્તમ શૈલી છે. તેમની ભાષામાં મધુરતા ભરી છે, તેથી કોઇને તે નિરસ કે અપ્રિય લાગતી નથી. તેમની ભાષાની મીઠાશથી મનને આનંદ અને જીવનને રસ મળે છે. શૈલી સરળ હોવાથી પ્રિય અને સુગમ લાગે છે. સાંદીના એ મુખ્ય ગુણનાં પરિણામે ગુલીસ્તાન અને બોસ્તાન પ્રજાપ્રિય થવા પામ્યા છે. ફારસી ભાષાથી કંઇક અંશે જેઓ પરિચિત હશે તેઓ સાંદીના ગુલીસ્તાનની ભાષાની મધુરતા અને શૈલીની સરળતા તેમજ ઉપદેશની માર્મિક ચિમટીઓ સમજી શકશે. તેમના ગુલીસ્તાનની એક કથા મૂળ ફારસી ભાષામાં અમે અત્રે તેના ભાવાર્થ સહીત રજુ કરીએ છીએ જે ઉપરથી શેખ સાંદીની સફળતાનુ કારણ સમજાશે:—

**ગુલીસ્તાનની મૂળ ફારસી કથા.***

"તની ચંદ અઝ રવંદગાન દર સોહબતે મન્ બુદન્. ઝાહેરે ઈશાન બસલાહ આરાસ્તે, વ યકીરા અઝ બુઝર્ગાન દર હકે ઈાન તાઈફે હુસ્ને ઝની બલીગ બુદ, વ અદરારી મોઅય્યન કરદેહ; તા યકી અઝી

* આ ફારસી ભાષાની કથાનો અનુવાદ 'ગુલીસ્તાનના અનુવાદોની ભાષા તથા શૈલી' એ મથાળા હેઠળ વધુ માટે જુઓ.

શાં હરકતી કરદન, મુનાસીબે હાલે દરવિશાન. ઝન્ને આંન શખ્સ ફાસિદ શુદ વ બાઝારાનીયાન કાસિદ ખાસ્તમ. તા બ તરિકી કિફાફે યારાન મુસત્ખ્લીસ ગર્દાનમ; આહંગે ખિદમતશ કર્દમ, દરબાનમ રેહા નકર્દ; વ જફા કર્દ. મઅઝુરશ દાસ્તમ કે લતીફાન ગુફ્તે અન્દઃ—

કત્આ.

હરે મિરો વઝીરો સુલતાનરા;
બી વસિલત મગર્દ પયરામન,
સગવ દરબાં ચુંયાફ્તન્દ ગરીબ;
ઇન ગરીબાનશ ગિરદ આં દામન.

ચન્દાં કે મુકર્બાને હઝરત આં બુઝોર્ગ બર હાલેમન વકૂફ યા ફ્તન્, વ બા કરામ દર આવરદન્દ વ બરતર મકામી મોઅઇયન કર્દન. અમ્મા ! બતવાઝઅ ફ્રુતર નિશિસ્તમ વ ગુફ્તમઃ—

બૈયત.

બુગઝાર કે બન્દએ કમિનૂમ;
તા દર સફે બન્દેગાં નશિનૂમ,
ગુફ્ત અલ્લાહ! અલ્લાહ! ચે જાએ સુખનઅસ્ત

બૈયત.

ગર બર સરો ચશ્મે મન નશિની;
નાઝત બીકશમકે નાઝનિની,
ફીલ જુમ્લે ન શિરતમ વઅઝ હરદરી.

સૂખન પયવસ્તમ તા હદિસે ઝિલ્લતે યારાં દરમીયાન આમદ વ ગુફ્તમઃ—

કત્આ.

ચે જૂર્મ દિદ ખુદાવંદે સાબેકુલ ઈન્આમ;
કે બંદે દર નઝરે ખિશ ખાર મિદારદ,
ખુદાએ રાસ્તો મુસલ્‌મ બુઝુર્ગવારી વ હિલ્મ;
કે જૂર્મ બિનદો નાન બરકરાર મિદારદ.

હાકમ ઈન સૂખનરા અઝીમ બપસંદીદ. વ અસબાબે મઆશે યા રાંન ફેર્મુદ. તા બાઝ બર કાઅદ્એ માઅઝી મુહય્યા દારંદ વ મઉનતે અય્યામે તઅતીલ વફા કુનન્દ, શુક્રે નેઅમત બે ગુફ્તમ વ ઝમીને ખિદમત બબૂ સિદ્દમ, વ ઉઝ્રે જસારત બ ખાસ્તમ, વ ગુફ્તમ્ઃ—

કત્આ.

ચૂ કઅબે કિબ્લએ હાજત શુદ અઝ દિયાર બ ઈદ;
રવન્દ ખલ્ક બદીદારીશ અઝ બસી ફેરસંગ,

તોરા તહમ્મૂલે અમસાલેમાં ન બાયદ કર્દ;
કે હિચકસ ન ઝનદ બર દરખ્તે બિબર સંગ×

× સા'દીની મૂળ ફારસી ભાષા ગુજરાતી લીપીમાં લખવાથી સા'દીને કેટલેક અંશે અન્યાય થાય એ સંભવીત છે, કારણ કે ફારસી ભાષાના શબ્દોચ્ચાર ગુજરાતી લીપીમાં સંપૂર્ણ પણે દર્શાવી શકાય તેમ નથી. ગુજરાતી લીપી ફારસી ભાષાના ઉચ્ચારને યોગ્યપણે રજુ કરી ન શકે એ સ્પષ્ટ છે. તેમજ સા'દીની ભાષા ફારસી લીપીમાં લખાઇ છે; જે યોગ્યપણે દર્શાવવા ગુજરાતી લીપીના જોડાક્ષરોનો ઉપયોગ કરવા છતાએ નિષ્ફળ થવાય છે.

હાલ એ અગવડને કંઇક અંશે દૂર કરવા માટે કેટલાક નવા ચિન્હો ગુજરાતી લીપીમાં વાપરવા યોજાયા છે, જે ચિન્હો બધા મુદ્રણાલયોમા હોતા નથી, તેથી તેનો અત્રે ઉપયોગ કરી શકાયો નથી, જોકે તેવા ચિન્હો વાપરતાએ ઘણી વેળા ફારસીના સ્પષ્ટ ઉચ્ચાર લાવી શકાતા નથી. ત્યારે મૂળ ફારસી લીપીમા જો કથા અત્રે રજુ કરવામા આવે તો તે માત્ર ફારસી લીપી જાણનારાઓ માટે ઉપયોગી થાય પણ સામાન્ય વાચક વર્ગ તેનો લાભ ન લઇ શકે. એ વિચારે અત્રે મૂળ ફારસી લીપી પણ વાપરી નથી. ભવિષ્યમા જો એવી આવશ્યકતા જણાશે તો બીજી આવૃત્તીમાં તેમ કરીશ, માટે વાચક બંધુઓ હાલ એ ખામીને ક્ષમા દ્રષ્ટિએ જોઇ મને કૃતાર્થ કરશો એવી આશા રાખું છું.

લેખક.

**મૂળ ફારસી ભાષાની કથાનો ભાવાર્થ.**

"હું કેટલાક એવા મનુષ્યોના સમાગમમાં આવ્યા કરતો હતો કે જેમની જાહેર હીલચાલ પવિત્ર જણાતી હતી. તેઓ ઉપર એક સમૃધ્ધિશાળી પુરૂષ વિશ્વાસ અથવા શ્રધ્ધા રાખતો હતો. તેણે તેઓના પોષણાર્થે કઈ વૃત્તિ નક્કી કરી હતી; પરંતુ તેઓમાંથી એક મનુષ્યે એવું કાર્ય કર્યું કે જે સાધુઓની રિતભાત વિરૂધ્ધ હતું; તે કારણે મજકુર સમૃધ્ધિશાળી પુરૂષની શ્રધ્ધા તેઓ ઉપરથી ઉઠી ગઈ. તેથી તેઓની વૃત્તીમાં વિક્ષેપ પડયો. મેં તેઓની આજીવિકાના સાધનો પુનઃ ચાલુ કરાવવા ઇચ્છા કરી. તેજ વિચારે હું તે ધનાઢ્ય પાસે ગયો, પણ તેના પહેરેદારે મારૂં અપમાન કર્યું અને અંદર જવા આપ્યો નહિ. મેં આ કહેવતાનુસાર તે પ્રત્યે ક્ષમાં દ્રષ્ટિએ જોઈ ઓછું ન આણ્યું.

"જેઓ કોઇની ઓળખ અથવા ભલામણ વિના ઉમરાવ, વઝીર કે બાદશાહ પાસે જાય છે, ત્યારે પહેરેગીર તેને ગરીબ સમજી ગળું અને કુતરો દામન પકડી બહાર કાઢે છે.'

જ્યારે મારી સ્થિતિથી તે ઉમરાવના કર્મચારીઓ જાણીતા થયા ત્યારે તેઓ મને માનસહિત મજકુર ઉમરાવ પાસે લઈ ગયા, અને ઉંચી જગ્યાએ બેસવા સ્થાન આપ્યું. પરંતુ હું વિવેક સહિત નીચે બેસી દિનતા સાથે બોલ્યો .––

"મને ક્ષમા કરો કે હું નિચા દરજ્જાનો માણસ છું; મને સેવકોની હરોળમાં બેસવા આપો. તેઓમાંથી એક કહ્યું, અલ્લાહ! અલ્લાહ!! આ કેવી વિનયી વર્તણુંક?"

"જો તમે મારા માથા અને આંખો ઉપર બેસો, તોએ તમારો એ વિવેક અને વિનય મને માન્ય છે. અંતે હું બેસી ગયો"

જ્યારે મારા મિત્રો સબંધેની વાતચિત નિકળી ત્યારે મેં પુછ્યું:—"સાહેબ મેં એવો કયો અપરાધ કર્યો કે જેથી આપ મહેરબાનને મારા પ્રત્યે ઘૃણા થવા પામી? માત્ર ઈશ્વરજ એવો મહત્વપૂર્ણ અને દયા કરનાર છે કે જે (મનુષ્યને) ગુનાહ કરતો જોય છે, છતાંયે તેની રોજી બંધ કરતો નથી."

તે ઉમરાવને મારી આ વાત પસંદ પડી અને તેણે પુનઃ મારા મિત્રોની વૃત્તિ–આજીવિકાનું–સાધન

ચાલુ કરવા આજ્ઞા કરી અને જે કંઇ બાકી રહ્યું હતું તે પણ ચૂકવી આપવા જણાવ્યું મેં તેની ઉદારતાની પ્રશંસા કરી અને તેનો આભાર માની મેં મારા ગુનાહો માટે ક્ષમા યાચી, અને કહ્યું:—

"મક્કાનું મંદિર મનુષ્યોની ઇચ્છા પૂર્ણ કરે છે, તેથી અનેક લોકો ત્યાં જાય છે. તમને પણ અમારી આવી રિત ગ્રહણ કરવી જોઇએ; જે વૃક્ષમાં ફળ હોતા નથી, તે ઉપર કોઈ પત્થરે ફેંકતું નથી."*

**ગુલીસ્તાનના અનુવાદોની ભાષા તથા શૈલી.** શેખ સા'દીના "ગુલીસ્તાનની મૂળ ફારસી કથા" ઉપરથી જોઇ શકાશે કે આજથી છ સો વર્ષ ઉપર લખાએલી કથાની ભાષા આજે પણ સર્વોપરી છે. તે ભાષા જૂની થઇ ગઇ છે અથવા તેની શૈલી નિર્માલ્ય છે, એ કોઇ પણ ફારસી ભાષાનો સાહિત્યકાર

* ઉપરોક્ત ફારસી કથા અને તેનો અનુવાદ સેવકે ૧૯૨૩ માં કર્યો હતો. "ગુલીસ્તાનના અનુવાદોની ભાષા તથા શૈલી"ના પ્રકરણમાં એજ કથાનો અનુવાદ અન્ય લેખકોના રજુ કર્યા છે; તે વાચવાથી સમયના પરિવર્તન સાથે ભાષા તથા શૈલિમાં થતા પરિવર્તન સાબવે વધુ માહિતી મળી શકશે
—લેખક.

આજે પણ કહી શકે તેમ નથી ત્યારે વર્તમાન કાળમાં ફારસી ભાષામાં લખાતા ગ્રંથોની સમાલોચનાઓ જોતા અનેક સ્થળોએ ગ્રંથકારની ભાષા અને શૈલી સબંધે ટીકાઓ થાય છે. ૭સો વર્ષ ઉપર જે ફારસી ભાષા શેખ સા'દીએ લખી છે તે આજે પણ નવિન અને સર્વોપરી ગણાય એ શેખ સા'દીની ખુબી નહિં તો બીજું શું?

સમયના પરિવર્તન સાથે લોક વિચારો અને ભાષા તથા શૈલીમાં પરિવર્તન થાય છે તે સમાજની ઉન્નતી વા ચઢતીનું કારણ છે. સંસારમાં હજી એવા અનેક ગ્રંથો હસ્તી ધરાવે છે કે જે અતિ પૂરાણા થઇ જવા છતાંએ અથવા તે સેકડો વર્ષ ઉપર લખાએલા હોવા છતાંએ તેમાં દર્શાવેલા વિચારો અને લખાએલી ભાષા તથા શૈલી આજે પણ સમાજને ખંધબેસ્તી તેમજ સર્વોપરી લાગે છે.

ગુલીસ્તાનના આપણે જો જૂદા જૂદા અનુવાદો જોશું તો તેથી સ્પષ્ટ જણાઈ આવશે કે જૂદા જૂદા અનુવાદકોની ભાષા તથા શૈલી ભીન્ન ભીન્ન છે. માત્ર એકસો વર્ષ ઉપર ગુલીસ્તાનનો જે અનુવાદ થયો હોય અને તે પછી ૬૦ વર્ષ ઉપર જે અનુવાદ થયો

હોય, તે અનુવાદોની ભાષા પ્રત્યે જો આપણે જોશું તો માત્ર ૬૦ વર્ષમાં એ ભાષા જૂની થઇ ગએલી નિરસ જણાશે, તેની શૈલીમાં માત્ર ૬૦ વર્ષના તફાવતને લીધે નિર્માલ્યતા આવી ગએલી આપણે અનુભવી શકીશું જ્યારે માત્ર ૬૦ વર્ષમાંજ ભાષામાં આપણે બહોળો ફેરફાર જોઇને આશ્ચર્ય પામીએ છીએ ત્યારે શેખ સા'દીએ છસો વર્ષ ઉપર લખેલી ભાષા આજે પણ સર્વથી શ્રેષ્ટ અથવા સર્વોપરી છે. સા'દીની શક્તિનું આ ઉપરથી તોલ કરી શકાય તેમ છે. ગત પ્રકરણમાં મૂળ ફારસી કથા અને તેનો ભાવાર્થ અમે રજુ કર્યો છે, તેજ ફારસી કથાના અનુવાદો જૂદા જૂદા ગુજરાતી લેખકોએ કેવી રીતે કર્યો છે, તે જોવાથી એટલું તો સ્હેજે જણાઈ આવશે કે વખતના વહેવા સાથે તેમની ભાષા જૂની થઇ જવા પામી છે.

એક પારસી ગૃહસ્થે લગભગ ૧૦૦ વર્ષ ઉપર ગુલીસ્તાનનો અનુવાદ કર્યો હતો, તે અનુવાદના પુસ્તકમાં અમોએ રજુ કરેલી મૂળ ફારસી કથાનો અનુવાદ નીચે પ્રમાણે કરવામાં આવ્યો છે:—

## ૧૦૦ વર્ષ ઉપર થએલા અનુવાદનો નમૂનો.

### હેકાએત.§

કેટલાએક. જણાંવો. માહારા. શોભતી હતા. કે, તે. લોકો. જાહેર. હાલમો. નેકીથી. શણગરેલા. અને. અંતરકાલથી. પાકીથી. ભરેલા. હતા, મોટા. લોકોમોથી એક. જણ. તે. ટોલકી, ઉપર. નેકી અને. પવીતરાઇનો. ઘણો. ભરોશો. રાખતો. હતો. અને. તે. લોકોનો ખરચ. પોંહોંચાડતો. હતો.. પણ. તે લોકોમોથી. એક શખશે. ફકીરોને. કરવું. નહી. ઘટે. તે હવો. બીગાડ. અને અણઘટતું. કામ કીધું., તેથી પેલા. શાહેબના. મનમો. ખતરો. આવેઓ. અને. તેહનાં. દકીનમાં. ખલલ. પોંહોચીઉં., તેણે. ફરી. પેલાવોની. એજતનો. મરતબો. ઘટેઓને. ખરચ. પોંચતો. બંધ. થાએઓ., તારે. હું એ. ધારીઉં કે. કોઇ. પરકારે. ઇઆરોનાં. ખરચને. પાછો. ચાલુ. કરાઉં.. તેકારણશર. હાકેમને. ઘર. ગએઓ. તારે. દેવડીવાલા. દરવાંને. મહને. ઘરમો. જાવા. નહીં. દીધો..

---

§ આ અનુવાદની ગુજરાતી લિપી ૧૦૦ વર્ષની જુની હોવાથી હાલની લિપીથી કયાય કયાંય જુદી પડે છે દરેક શબ્દ પછી [૦] મીંડુ વાપરવામા આવ્યું છે.

અને. અણઘટતું. તથા. નાલાએક. બોલવા. લાગો. તે. શરવે. હુંએ. બરદાશત. કરીઉં. અને. ખમીઉ. શા. વાસતે. કે. દાનાવ. લોકો. કહી. ગએલા છે કે*

એતોની. માએનીની. ચોપાઇ.

(અમીર. વજીર. બાદશાહને બારણે..
બીન ભલાંમણ. નો. જા. તું. કોઈ. કારણે×
ગરીબ. તુંનેજાણી. કુતહને. દરવાંન..
આએ. તાહારો. ચોલો. તાંણેને પેલો દાંમાંન×)

તેટલાં તો. તે હાકમનાં. હજુરીઆવોને. એ. માહારા, અહવાલની. ખબર. થાઈ. તેથી. દોડતા. આવીને. મહને. મોટા. આદરભાવ અને. માન. શાથે. ઘરમાં લઇગીઆ અને. પેલા શાહેબે એક. ઉંચા મકાન ઉપર. માહારે. શારૂ. બેશવાની. જગો. કાપી. પાનુ. હુંઉ નમનતાઈથી ઘણી નીચી જગા ઉપર. બેઠો અને. આએ. રીતે કહાઉ - બેતની. માએનીનુ કવેત.

હું. છરૂ. એક. ગરીબને. કંગાલ. દાશ.
બેશવાદઓ. મુજને બંદાવોની. પાશ×
તારે. કહીઉ કે. બાદા બાદા કરો.

શું. હેવું. બોલવાની એ જગો. છે× બેતની માએનીનું કવેત.

**જો. મારા. શરને. આંખોપર. બેશે. તું.**
**તુજ. લાડકવાએઆનો. લાડ. ખેચું. હું.**

મતલબ. એકે. હુંએ. બેશીને. આંણીગમ પેલી ગમની. મજલેશોની. વાતો. કરવા. માંડી. એમકરતે. પેલા. ઇઆરોની. વાત. વચમો. આવી તારે. હુંએ. કહીઉં× બેતોની. માએનીની. ચોપાઇ.

**ફકીરોથી. શો. અને આવ દીઠો. શેઠીઆ દાતાર.**
**કે. તુજ. આંખમો. માઠો. દીશેઓ. તવોનો.**
**અવતાર***

**ઇઅજદાં. રાખેછે. દાએઆને. બોજ્ઞેરગી. મોટી...**
**અને. આ. માંણુરાનો. જોતાં. નથી. અટકા-**
**વતો. રોટી×**

હાકેમે. એ. બોલો બહુ. પશંદ. કીધા. અને. ઇઆરોના. ગુજરાંતનો. ખરચ. આગલા. દશતુર. પરમાંણે. જારી. રાખવાનો. હોકમ કીધો* અને તેહેનાં. ચહડેલા. દાહાડવોનો. ખરચ બી અપાવેઓ * હુંઉંએ તે. નેઆંમતનાં શોકર. બજા લાવીને.

ખીદમતની. જમીન. ઉપર. બોશો. દીધો* અને. જેકાંઇ. શોખીથી. તેહની. આગળ. બોલેઓ. હતો. તેહની. ઓજર. ખાડી. કરીને. બાહેર. નિકલતી. વેલાએ. આએ. શોખોન. બોલેઓ* બોતોની. માએ-નીનો દુહો* .

કાબા. દેશજે. કીબલાની. જગેઆ.
તહીં. દોડે. બહુ. દુરદેશી. લોક.
મનની. ઇછા. માગવા. કારણે.
ભટકતા. જાએ છે. મોલકે. મોલક*
હમારા શરીખું. તુજનેરે. રાએ.
ખરદાશત. કરવું. ઘટે ઘણું.
ફુલતાં જાડાડે. શરવ. કોઇ. જાએ.
કેં કેનાં. ઠેપુ. અણફુલતાં. તાણું*

ગુલીસ્તાનની કથાનો ઉપરોક્ત અનુવાદ એક પારસી ગ્રહસ્થે લગભગ ૧૦૦ વર્ષ ઉપર પ્રગટ કર્યો હોય એમ તે પુસ્તકની ગુજરાતી લીપી અને ભાષા ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે. અમે દિલગીર છીએ કે, મજકુર અનુવાદ કયા ગ્રહસ્થે અને કયારે કર્યો છે, તે જણાવેલુ ન હોવાથી અત્રે તે રજુ કરી

શકતા નથી. મજકુર પુસ્તક (૫૬૦) પેજનું છે; અને તે પુસ્તકના છેવટના ભાગમાં અઘરા શબ્દોનો કોષ આપવામાં આવ્યો છે. ગુલીસ્તાનના દરેક ભાગના અનુવાદની સમાપ્તી થતા "શમાપત. થાઇ. પોથી પુલીસ્થાંન." એમ લખ્યું છે. એ જુનો અનુવાદ અત્રે રજુ કરવાનો અમારો હેતુ માત્ર એજ કે વાંચક વર્ગ એ સમજી શકે કે સમયના વહેવા સાથે ભાષા તથા શૈલીમાં પરિવર્તન થવા પામે છે. ૧૦૦ વર્ષ ઉપર થએલા અનુવાદ અને ત્યાર બાદ ૫૦—૬૦ વર્ષ ઉપર થએલા અનુવાદની ભાષામાં કેટલો ભેદ જણાય છે, તે નિચે રજુ કરેલ એજ કથાનો એક પારસી ગૃહસ્થે કરેલા અનુવાદ ઉપરથી જોઇ શકાશે:—

**૬૦ વર્ષ ઉપર થએલા અનુવાદનો નમૂનો.**

કેટલાએક શખ્સો સાથે મને દોસ્તી હતી. જેઓનો બાહેરનો દેખાવ નેકી ભરેલો હતો. એક મ્હોટું માણસ તે ટોળા વિષે ઘણું ઉંચુ મત ધરાવતો હતો, અને તેઓનો દરમાયો મુકરર કીધો હતો. પણ તેઓ-માંથી એકે ફકીરોના હાલને ખરાબ લાગે એવી હરકત કીધી, જેથી પેલા શખ્સનો વિચાર બદલાઇ ગયો અને તેઓના બજારને બંધ પાડયુ. એવુ જોઇ

મેં ધાર્યું કે કોઇ પણ રીતે તેઓની ગયલી રોજીનું બજાર પાછું ખોલ્લું કરાઉં. મેં તે સાહેબની ખિદમતમાં જવાનો ઇરાદો કીધો. પણ પોગગીરે મને અપમાન ભરેલી રીતે માહે જતો અટકાવ્યો તોપણ મેં તેને માફ કીધો. વગેરે. + + + + + +

**ગુલીસ્તાન અને બોસ્તાનના થએલા અનુવાદો.**

સંસારની દરેક ભાષામાં શેખ સા'દીના ગુલીસ્તાન અને બોસ્તાનના અનુવાદો એક નહિં પણ અનેક જુદા જુદા અનુવાદકોના હસ્તે થવા પામ્યા છે. તે સર્વની માહિતી મેળવવી મુશ્કેલ છે. કઇ કઈ ભાષામાં અને કયા કયા અનુવાદકોએ ક્યારે અનુવાદો કર્યા, તેની સંપૂર્ણ માહિતી હજી મળી શકી નથી. અમને ગુલીસ્તાન અને બોસ્તાનના અનુવાદોના જે ગ્રંથો આજ સૂધી દેખાયા તેમજ પ્રગટ થએલા જણાયા છે, તેની સંપૂર્ણ માહિતી નીચે આપીએ છીએ. એ અનુવાદોની સંખ્યા ઉપરથી વાચક વર્ગને એ રહેજે જણાઈ આવશે કે ગુલીસ્તાન તેમજ બોસ્તાનમાં કેવા ઉત્તમ પુષ્પોની માળા મહાત્મા શેખ સાંદીએ યોજી છે. શેખ સા'દીના ગુલીસ્તાનનો બહોળો પ્રચાર અને તેની લોકપ્રિયતા તેમના અનુભવ સિદ્ધ લખાણોનું પરિણામ છે.

અંગ્રેજીમાં થએલા અનુવાદો:

"With Sa'di in the Garden or The Book of Love" (વીથ સા'દી ઈન ધી ગાર્ડન ઓર ધી બુક ઓફ લવ) By Sir Edwin Arnold, M, A. K, C., I, E. C, M, I. (કર્ત્તા: સર એડવીન આરનૉલ્ડ એમ. એ કે, સી, આઇ, ઇ. સી, એમ, આઇ) ચોથી આવૃત્તિ ઇંગ્લાંડમાં ૧૮૯૩ માં પ્રગટ થઈ છે.

"The Rose Garden of Sa'di" (ધી રોઝ ગાર્ડન ઓફ સા'દી) By L. Carnmer-Byng & Dr S. A. Kapadia. (કર્ત્તાઓ: એમ. કારનમર બાઇંગ અને ડૉ૦ સોરાબ એ. કાપડીયા.) બીજી આવૃત્તિ ઇંગ્લાડમાં ૧૯૦૮ માં પ્રગટ થઇ છે.

"Sa'di Scroll of Wisdom." (સા'દી સ્ક્રોલ ઓફ વીસડમ) By Shikh Sa'di with Introduction By Sir Arthur N. Wollaston K, C, I, E. (સર આર્થર એન. વૉલસટન કે, સી, આઇ, ઇ.)

By Gladwin 1806 at Calcutta and in London 1833 (ગ્લેડવીન ૧૮૦૬ માં કલકત્તા અને લંડનમાં ૧૮૩૩) Dumoulin 1807 (ડુમોલીન ૧૮૦૭) James Rose 1823 & 1890 (જેમ્સ રોઝ ૧૮૨૩ બીજી આવૃત્તિ ૧૮૯૦) E. B. Eastwick 1852 & 1880 (ઇ. બી. ઇસ્ટવીક ૧૮૫૨ અને ૧૮૮૦) J. T. Platts 1873 (જે ટી. પ્લાટસ ૧૮૭૩) Clarke 1879 (કલાર્ક ૧૮૭૯ અને) Davie 1882 (ડાવીએ ૧૮૮૨ માં બોસ્તાનનો અનુવાદ કર્યો.) Flowers of Bustan 1877 (ફ્લોવર ઓફ બોસ્તાન ૧૮૭૭) Parsian Poetry for English Readers 1883 (પરશીયન પોઇટરી ફોર ઇંગ્લીશ રીડરઝ ૧૮૮૩).

"Sa'di." (સા'દી) By Anderson (કર્તાઃ એંડરસન). "Life of Shaikh Sa'di" (લાઇફ્ ઓફ્ શેખ સા'દી) By Allahabad City Press મી૦ ગ્લેડને ગુલીસ્તાનનો અનુવાદ ઇસ્વી સન ૧૮૦૬ માં કર્યો હતો, જેની બીજી આવૃત્તિ સને ૧૮૦૯ ઇસ્વીમાં લંડન ખાતે પ્રગટ થઇ હતી. જાણીતા ડૉ૦ રાસ સાહેબે એશીયાટીક સોસાયટી માટે અનુવાદ કર્યો હતો. મી૦ સ્ટોક

ગુલીસ્તાનનો ગદ્ય અને પદ્યમાં ઇસ્વી સન ૧૮૫૨માં અનુવાદ કર્યો હતો, જે અનુવાદ ઉત્તમ ગણાય છે. મી૦ હેરીંગટને ઇસ્વી સન ૧૭૯૧ માં ફારસી અને અરેબીક સા'દીની "કુલ્લીયાત" પ્રગટ કરી હતી મી૦ જીસડેમુલે ઇસ્વી ૧૮૦૭ માં કરેલો અનુવાદ કલકત્તા ખાતે પ્રગટ થયો હતો, જેની અનેક આવૃત્તિઓ પ્રગટ થવા પામી છે. "The Bustan of Sa'di" (ધી બોસ્તાન ઓફ સા'દી) By A. Hart Edwards (કર્તા એ. હાર્ટ એડવર્ડસ) ઇસ્વી ૧૯૧૧ માં લંડન ખાતે પ્રગટ થઈ છે. "The Bostan of Shaikh Sa'di" (ધી બોસ્તાન ઓફ શેખ સા'દી) By Z. G. M. Munshi (કર્તા ઝીયાઉદ્દીન મુન્શી) ઇસ્વી ૧૮૮૯ માં મુંબઇ ખાતે પ્રગટ થઇ છે. Mr. E. R. Sahir (ઇ આર સાહેરે અંગ્રેજીમાં ગુલીસ્તાનનો અનુવાદ કર્યો છે.

લંડન ખાતે ૧૮૩૮ ઇસ્વીમાં અંગ્રેજી ભાષામાં કેટલીક સમાલોચના અને પ્રસ્તાવના સાથે Selections from the Bostan of Sa'di ( સીલેક્શનસ ફ્રોમ ધી બોસ્તાન ઓફ સા'દી) By Forbes falconer, M, A, (કર્તા ફારબસ ફાલકોનર એમ, એ,) તે પેરીસની

એશીયાટીક સોસાયટીના મેમ્બરે પ્રગટ કર્યો છે. Persion portraits (પરશીયન પોરટરીટસ) by F. F. Arbuthnot, M R. A S. કર્તાઃ એફ, એફ, આરબુથનોટ એમ, આર, એ, એસ. તેમણે એક ગ્રંથ ૧૮૮૭ મા રચ્યુ છે, જેમાં શેખસા'દીના ગુલીસ્તાન અને બોસ્તાન તેમજ તેમના જીવન સબંધે કેટલીક બીનાઓ લખી છે. Persian Literature (પરશીયન લીટરેચર) by Claud Field કર્તાઃ કલાઉડ ફીલ્ડ એક ગ્રંથ રચ્યો છે, જેમાં ગુલીસ્તાન અને બોસ્તાનના જુદા જુદા અનુવાદ કર્તાઓની કૃતીઓ વગેરે રજુ કર્યા છે Selections from Persian prose and poetry નામના એક પુસ્તકમાં શેખ સા'દીના ગુલીસ્તાન બોસ્તાન તેમજ પદનામાના લેખોની ચુંટણી કરી મુંબઇની શાળાઓ માટે મી૦ પી. કે. કાંગાએ પરશીયન લીપીમાં ૧૮૯૬ મા પહેલી અને ૧૮૯૯ માં બીજી આવૃ-તી રજુ કરી હતી.

**અરેબીકમાં—**

ગુલીસ્તાન અને બોસ્તાનના અરેબીક ભાષામાં સંખ્યાબંધ અનુવાદો થવા પામ્યા છે. જેમા સર્વો-તમ ગુલીસ્તાનનો અનુવાદ "જીબરઇલ" નામના લખનારે

કર્યો છે, જેની વિશેષતા એ છે કે ગુલીસ્તાનનું ગદ્ય અને પદ તેણે અરેબીકમાં રજુ કર્યા છે. આ સંપૂર્ણ અને અપૂર્વ અનુવાદ મિસર ખાતે પ્રગટ થયો છે.

**લેટીનમાં—**

By Gentius 1651, Second Edition 1655 (જેનટીઝ ૧૬૫૧, બીજી આવૃત્તિ ૧૬૫૫).

**જર્મનમાં—**

By Adam Olearius 1654, New edition in 1660 etc. (અડમ ઓલીઅરીઝ ૧૬૫૪ અને ૧૬૬૦ વગેરે) Dorn 1827 (ડોરન ૧૮૨૭) Wolff 1841 (વોલ્ફ ૧૮૪૧) K H. Garaf 1846 (કે. એચ. ગરાફ ૧૮૪૬. એજ લખનારે બોસ્તાનનો અનુવાદ ૧૮૫૦ માં કર્યો હતો.) Wehrd 1852 (વીહર્ડે ૧૮૫૨ માં બોસ્તાનનો અનુવાદ કર્યો.) Ruckest 1882 (રૂકીસ્ટે ૧૮૮૨ માં બોસ્તાનનો અનુવાદ કર્યો).

ઇસ્વી ૧૬૫૪ માં જર્મન ભાષામાં શ્રેષ્ટ અનુવાદ ઓલી—એરીસે કર્યો હતો, ઓલી—એરીસે ગુલીસ્તાન અને બોસ્તાન ઉભયના અનુવાદો કર્યા છે.

ઇસ્વી ૧૮૪૬ માં ગુલીસ્તાનનો જર્મન ભાષામાં અનુવાદ મી૦ કે. એચ. ગ્રાફે પ્રગટ કર્યો હતો. એજ અનુવાદકે ઇસ્વી ૧૮૫૦ માં બોસ્તાનનો અનુવાદ કર્યો હતો. જેનું નામ "લેન્ટ ગાર્ડન" રાખવામાં આવ્યું હતું. અને તેના બે ભાગો કરવામાં આવ્યા હતા

ઉર્દુમાં—

મીર શેરઅલી અફસોસ (મારકિવસ વેલી સ્લાઇ વાયસરોયના સમયમાં).

ઉર્દુ ભાષામાં અનેક અનુવાદો થયા છે. હિંદના સુપ્રસિદ્ધ ઉર્દુ કવિ અને લેખક મૌલાના અલતાફ હુસૈન "હાલી" એ "હયાતે સા'દી" નામનું એક પુસ્તક પ્રગટ કર્યું હતું. જેની ચોથી આવૃત્તિ ઇસ્વી ૧૮૯૬ માં પ્રગટ થઈ છે. જનાબ શિબલી સાહેબે "હાલાતે સા'દી" નામનું પુસ્તક રચ્યું છે.*

*આ અનુવાદોની સંખ્યા અને તેની માહિતી અત્રે રજુ કરવાનો ઉદ્દેશ એ છે કે એ અનુવાદોની અપૂર્ણ સંખ્યા ઉપરથી ગુજરાતી વાંચક વર્ગ શેખ સા'દીની રચનાની મહત્વતા અને ગુલીસ્તાન તથા બોસ્તાનની ઉત્તમતા સ્હેલાઇથી સમજી શકે શેખ સા'દી સાહિ-

તુર્કીમાં—

તુર્કી ભાષામાં અનેક અનુવાદો ગુલીસ્તાનના થવા પામ્યા છે. પણ તેની સંપૂર્ણ વિગતો અમને મળી શકી નથી, જેથી તે અત્રે રજુ કરી શક્યા નથી, પણ—

તુર્કીના નામદાર સુલતાન અબ્દુલ હમીદખાનના ભાઇ કે જેઓ રાજગાદીના વારેસ હતા, તેમણે

---

ત્મ જગતના કેટલા પ્રિય અને સુવિખ્યાત ફારસી ભાષાના ગૌરવ રૂપ કવિ લેખક તથા વિચારક છે, તે તેમના ગ્રંથોના થએલા અનુવાદોની અપૂર્ણ સંખ્યા ઉપરથી સ્હેજે સમજી શકાય તેમ છે. કોઇ પણ ભાષાના ૬૦૦ વર્ષ ઉપરના સાહિત્યકાર અને ઉપદેશકની એટલી લોકપ્રિયતા કે ખ્યાતી થવા પામી નથી. વળી ગુલીસ્તાન અને બોસ્તાનના અનુવાદોની સંખ્યા અથવા માહિતી અત્રે આપવાનું બીજું કારણ એ છે કે વાંચક વર્ગને સાદી સબંધેનુ જોઇતું સાહિત્ય મેળવવા માટે સગવડ થવા પામે, અને એવા એક મહાન લેખકની યાદગીરી જળવાઇ રહે. એજ ઉદ્દેશે શેખ સાદીની કૃત્તિના થએલા અનુવાદો સબંધે માહિતી રજુ કરી છે. —લેખક.

(રેશાદ પાશાએ) તૂર્કી ભાષામાં અતિ ઉત્તમ અનુવાદ પ્રગટ કર્યો હતો.

ફ્રેન્ચમાં—

મો૦ જેન્ટીસ નામના લખનારે ફ્રેન્ચ ભાષામાં ગુલીસ્તાનનો કરેલ અનુવાદ અમ્સ્ટરડમમાં પ્રગટ થયો હતો. મો૦ ડુએરાએ ઇસ્વી ૧૬૮૩ માં અનુવાદ કર્યો હતો. મો૦ ડુએરા ફ્રેન્ચ સરકાર તરફથી સિકન્દ્રીઆમાં કાઉન્સલ તરીકે નેમાયા હતા. એ અનુવાદ પેરીસ ખાતે પ્રગટ થયો છે. મો૦ ગાડીને ઇસ્વી ૧૭૮૯ માં અને મો૦ સીમાલેટે ઇસ્વી ૧૮૨૮ માં ફ્રેન્ચ ભાષામાં અનુવાદો કર્યા હતા. (સેમીલેટ ૧૮૨૮) C Defrimery 1858 (સી. ડેફરીમેરી ૧૮૫૮) Barbier 1880 (બારબીરે ૧૮૮૦ મા બોસ્તાનનો અનુવાદ પ્રગટ કર્યો હતો. By A, du Ryer 1634 (એ, ડ રેર, ૧૬૩૪) D' Al'egra 1704 (ડ, અલેગરા ૧૭૦૪) Gaudin 1789 (ગાઉડીન ૧૭૮૯) Semelet le Parterrede Fleurs, Paris 1828

ડચમાં—

ઇસ્વી ૧૬૫૪ માં જર્મન ભાષામાંથી ડચ ભાષામાં અનુવાદ થયો હતો.

**હિંદીમાં—**

શ્રીયુત મહેશ્ચન્દે સને ૧૮૮૮ માં ગદ્ય-પદ્યમય ગુલીસ્તાનનો અનુવાદ કર્યો છે. શ્રીયુત પ્રેમચંદજીએ ગુલીસ્તાન અને બોસ્તાનની કથાઓમાંથી ચુંટણી કરીને સમાલોચના સાથે અનુવાદ કર્યો છે, શ્રીયુત પ્રેમચંદજીએ કરેલ અનુવાદ યુ પી. ની ટેકસ બુક કમિટિએ ઈનામ માટે મંજુર કર્યું છે. શ્રીયુત પંડિત હરિદાસ વૈદ્યે ઇસ્વી ૧૯૧૨ માં ગુલીસ્તાનનો અનુવાદ પ્રગટ કર્યો હતો. ગુલીસ્તાનના આઠમાં ભાગનો અનુવાદ "ઉપદેશકુસુમ" નામે પંડિત અયોધ્યાસિંહ ઉપાધ્યાય, હરીઔધે કર્યો હતો. બંગાલીમાં થએલા અનુવાદોની વિગત મળી નથી.

**ગુજરાતીમાં—**

ગુજરાતી ભાષામાં લગભગ ૧૦૦ વર્ષ ઉપર એક પારસી ગૃહસ્થે શેખ સાદીના ગુલીસ્તાનનો અનુવાદ કર્યો હતો અનુવાદ કયારે અને કોણે કર્યો તે દર્શાવનાર પૃષ્ટ અમારી પાસેના ગ્રંથમાં ન હોવાથી દિલગીર છીએ. આ અનુવાદની ભાષા જુના થએલી જણાવવા તેમજ સમયના પરિવર્તન સાથે ભાષામા થતા પરિવર્તનની માહિતી આપવા તેમાની એક કથનો નમૂનો અમે આ પુસ્તકમાં રજુ કરી ગયા છીએ ૯૮ "૧૦૦

વર્ષ ઉપર થએલા અનુવાદનો નમૂનો" એ શિર્ષક હેઠળ દેખાશે. તેમજ લગભગ ૫૦ થી ૬૦ વર્ષ ઉપર મી૦ દિનશાહ કાવસજીએ ગુલીસ્તાનનો અનુવાદ કર્યો છે. જેમાંથી નમૂના રૂપ એક કથાનો થોડો ભાગ આ પુસ્તકમાં રજુ કર્યો છે. બોસ્તાન-ગુજરાતી ભાષામાં લગભગ ૫૦ વર્ષ ઉપર મુંબઇમાં લધા ખાકીએ પ્રગટ કર્યું છે. લગભગ ૧૦૦ વર્ષ ઉપર મરહુમ મી૦ ફરદુ-જીઓ ગુલીસ્તાનનો અનુવાદ કર્યો હતો.

ઇસ્વી ૧૯૧૧ માં સ્વ. હાજી મહંમદ અ. શિવજી (તંત્રી વીસમી સદી)ની સહાયે મી૦ ઇબ્રાહીમ દાઉદે "ગુજરાતી ગુલીસ્તાન" પ્રગટ કર્યું હતું.

## અંગ્રેજી ભાષામાં ગુલીસ્તાન—રાજનિતિ સબંધે.*

### THE MANNERS OF KINGS.
### FAITHLESSNESS OF THE WORLD.

This was written over th Portico of the Palace of King Feridum.

The world, O brother !
may with none abide.

* અંગ્રેજી ભાષામાં મહાત્મા શેખ સા'દીના 'ગુલીસ્તાન'નો અનુવાદ કયા પ્રકારે કરવામાં આવ્યો છે, તે જણાવવા અર્થે L Cranmer--Byng અને S A. Kapadia એ કરેલ અનુવાદ અત્રે રજુ કરવામાં આવે છે, તેનો ગુજરાતી ભાવાર્થ અંગ્રેજી નહિં જાણનારાઓને સમજ આપશે.

Look to thy God, let Him
Suffice alone!
This world that cherished
thee will cast aside:
A little while and all thy
wealth is flown.
What matter when depart
thou must,
If death should find thee
in the dust,
Or call thee from thy throne!

A VISION OF SULTAN MAHMUD.

One of Kings of Khorasan in a dream beheld the vision of Sultan Mahmud, an hundred years after he hed died. His whole body seemed to have crumbled and turned to dust, save only his eyes, which were moving in their sockets and looking about them. All the learned ones failed to interpret this, except a Dervish, who made obeisance and said: "He is still looking to see how it came to pass that his kingdom belongs to others."

## VERSES.

Many are they, once famed,
beneath the ground,
That left no record of their
little worth,
And the old corse surrendered,
earth to earth,
Was so consumed that not
a bone is found.
The glories of king Nusherwan remain,
And time remembers his munificence.
Be generous, O friend!
ere Pussing hence,
They shall proclaim thee with
the moons that wane.

**ભાવાર્થ:** સુલતાન મહમૂદ સુબુક્તગનીના મરણના એક સો વર્ષ પછી ખુરાસાનના એક બાદ-શાહે તેને સ્વપ્નામાં જોયો. બાદશાહે જોયુ કે સુબુ-ક્તગનીનું શરીર ટુકડે ટુકડા થઈ માટીમાં મળી ગયું છે; અને તેની આંખો નેત્રકોષમાં ચારે તરફ ફરી જોઇ રહી છે. બાદશાહે જયોતિષિ અને નજૂ-મીઓને આ સ્વપ્ના સબંધે પુછ્યું; પરંતુ કોઇ કંઇ

ઉત્તર આપી શકયું નહિં; ત્યારે એક ફકીરે નમન કરી કહ્યું,–" તેનું રાજ્ય અન્ય લોકો ભોગવી રહ્યા છે, તેથી તે ચારે તરફ જોઇ રહ્યો છે. એવા અનેક નામાંકિત પુરૂષો દફનાવી નાંખવામાં આવ્યા છે, કે જેમણે આ સંસારમાં આવી કોઇ પણ એવું કાર્ય કર્યું નથી કે જેથી પૃથ્વી ઉપર તેમનું નામ અમર રહેવા પામે. જો કે નૌશેરવાન+ જેવા મહા પુરૂષને

+ અત્રે નૌશેરવાને આદિલ સંબંધે આ ટૂંક વિગત આપવી ઉચિત લાગે છેઃ—

નૌશેરવાન સાસાનીયન વંશનો વિસમો બાદશાહ હતો, એના પિતાનું નામ કોબાદ હતુ. અબુજેમહેર નામનો પુરૂષ તેનો વઝીર હતો. મઝદક નામના નૌશા-પુર શહેરમાં રહેનારા એક માણસે મદાયન શહેરમાં આવી, પેગમ્બરીનો દાવો કર્યો, અને લોકોને લલ-ચાવવા માટે એવો ફતવો બહાર પાડયો કે કોઇ પણ સ્ત્રી સાથે વહેવાર રાખવો તેમજ કોઇની પણ માલ મત્તા લઇ લેવી વ્યાજબી છે. તેમજ બહુજ નજ-દીકના સગાઓ સાથે લગ્ન કરવા, વગેરે. આ ફત-વાના પરિણામે અનેક દુષ્ટ વૃત્તિના માણસો વ્યભિચારીઓ તેના પક્ષમાં ભેળાયા. તેવા માણસોને મઝદકીયાન કરીને કહેવામાં આવતા હતા. નૌશેરવાને

મરણ પામવાને બહુ કાળ વિતી ગયો છે, કબરમાં રાખેલ તેની લાશ ગળી જઈ માટીમા મળી જવા પામી છે, અથવા જેના એક હાડનું મળવું અસંભવિત છે, તોએ તેનું પવિત્ર નામ પરોપકારના

---

આદિલ જ્યારે તખ્ત ઉપર આવ્યો. ત્યારે તેણે પ્રથમ એ વ્યભિચારી અને ધર્મને નામે ધતિંગ કરનારાઓને યોગ્ય સજાઓ કરી તેમનો નાશ કર્યો. કહેવામા આવે છે કે એક દિવસે તો ૮૦ હજાર મઝદકીયા-નોને મારી નાંખાવ્યા હતા. એના પુત્રનું નામ હુરમજ હતું. નૌશેરવાન આદિલે રૂમયહ નામનું શહેર વસા-વ્યુ હતું. રૂમીયોના અનતાકીયેહ નામના શહેરમાં રહેનારી એક શાહજાદી કે જે ઇસાઇ હતી, તેની સાથે લગ્ન કર્યા હતા, જેનાથી નોશઝાદ નામનો પુત્ર જન્મવા પામ્યો હતો, અને નોશઝાદ પોતાની માના ધર્મ એટલે ઇસાઇ ધર્મ ઉપર ચાલ્યો, તેથી નૌશેરવાને તેને કેદ કર્યો હતો. એજ સમયમાં પુત્રે પિતા સામે લડવા લશ્કર ભેગુ કર્યું અને લડાઇમાં પરાજય પામ્યો. અને લડાઇમાજ માર્યો ગયો. નૌશેરવાનના સમયમાં ઇસ્લામીઓના મહાન પેગમ્બર હઝરત મહંમદ જન્મ પામ્યા હતા. પાદશાહ નૌશેરવાન ન્યાયી હેવાથી તેને આદિલ એટલે ન્યાય આપનારો કરીને સંબોધ-વામાં આવે છે. નૌશેરવાને ૪૮ વર્ષ સુધી રાજ્ય કર્યું અને રાજ્યકારોબાર હુરમજને સોંપી ગયો હતો.

—લેખક.

પ્રતાપે આજ સુધી સંસારમાં અમર છે. તે માટે મીત્રો! જ્યાં સુધી જીવતા હો ત્યાં સુધી ભલાઇ કરી પોતાની જીંદગીની મહત્વતા વધારી લાભ લો. અર્થાંત "અમુક મનુષ્ય દુનિયામાં રહેવા પામ્યો નથી, એ નાદ તમારા કર્ણમાં આવે તે અગાઉ પરોપકાર ભલાઈ કરો *

---

* અત્રે જુની ગુજરાતી ભાષામાં ઉપરોક્ત કથા સંબંધે એક કવેત જે એક પારસી બંધુએ લખી છે, તે રજુ કરવામાં આવે છે:–

આ પૃથ્વી નિચે દટાએલા છે
બહુ મોટા નામદાર;
તેઓની એક નિશાની પણ કોઈ
નહિં બતાવતું યાર.
તે બુઢી લોથને આ જમીન નિચે
દીધી છે દાટી,
આ માટીએ તેના હાડ સૂધાં
ખાધી છે જહાડી.
જગતમાં ભલુ નામ આદિલ
નોશેરવાનનું કહેવાએ;
તેહને ગુજરાને બહુ કાલ વિતો
તેમો શું જાએ.
અલીયા તુંબી તો કંઇ નેકી
ખુબીનો કરી લે ભંડાર,
અગાઉ તેહની કે તાહારા
મરણનો નિકલે પોકાર.

# બોસ્તાન અને
# તેની કથાઓ.

## ખંડ ૬ ઠ્ઠો.

**બોસ્તાન અને તેની કથાઓ.** ફારસી સાહિત્યના પાઠ્ય પુસ્તકોમાં "ગુલીસ્તાન" પછી "બોસ્તાન" નો પ્રચાર વધુ છે. એમ કહેવામાં કંઇ અતિશયોક્તિ કરી ગણાશે નહિં કે, કાવ્ય ગ્રંથોમાં બોસ્તાનનો તેજ આદર છે જે ગદ્યમાં ગુલિસ્તાંનનો છે. નિઝામીનું સિકન્દરનામું, ફિરદોસીનું શાહનામું, મૌલાના રૂમની મસનવી અને હાફીઝે શિરાઝીનું દિવાન આ ચારે ગ્રથોને બોસ્તાન સમાનજ ગણવામાં આવે છે. નિઝામી અને ફિરદોસી વીરરસમાં અદ્વિતિય ગણાય છે, મૌલાના રૂમની મસનવી ભક્તિ સંબંધેના ગ્રથોમાં ઉંચ કોટીની છે, અને જનાબ હાફીઝે

શિરાઝી તો પ્રેમ રસના રાજા છે. આ ચારે કાવ્યોનો આદર કોઇને કોઇ અંશમાં તેના વિષય ઉપર નિર્ભર છે. પણ બોસ્તાન એક નીતિ ગ્રંથ છે અને નીતિના ગ્રંથ બહુધા જનતાને પ્રિય થવા પામતા નથી. તેથી બોસ્તાનનો જે આદર અને પ્રચાર છે તે સર્વથા તેની સરળતા અને વિચારોત્કર્ષતા ઉપર નિર્ભર છે મૌલાના રૂમે જીવનના ગુઢ તત્વોનું વર્ણન કર્યું છે, અને ધાર્મિક વિચારના મનુષ્યોમાં તેમને બહુજ સારૂં માન છે. ભાષાની મધુરતા અને પ્રેમની ભાવનામાં હાફીઝ શિરાઝી સા'દીથી બહુજ ચઢીયાતા છે. તેમના જેવા મર્મસ્પર્શીની કવિતા ફારસીમાં બીજા કોઇએ લખી નથી. તેમના કાવ્યના કેટલાક પદો જીવનની સાધારણ વાતોને એવા તો બંધબેસ્તા થાય છે, જાણે કે ને પદ તેજ અવસર માટે લખવામાં આવ્યો હોય. ધન્ય છે તે શિરાઝની પવિત્ર ભૂમિને જેણે શેખ સા'દી અને 'હાફીઝ' જેવા બે અમુલ્ય રત્નો ઉત્પન્ન કર્યા. ભાષા અને ભાવનાની સરળતામાં સા'દી સર્વથી શ્રેષ્ટ મનાય છે. ફિરદૌસી અને નિઝામી બહુધા અલૌકિક ઘટનાઓનું વર્ણન કરે છે. પણ સા'દીએ ક્યાંયે અલૌકિક ઘટનાઓનો આશરો લીધો નથી. પણ તેમણે સમયાનુસાર દરેક રસનું વર્ણન કર્યું છે, અને

તેમાં કરૂણારસ પ્રધાન છે. દયાના વર્ણનમાં તેમની લખાણ ઘણી કરૂણાત્મક થવા પામી છે. સા'દી નમાઝ અને રોઝાના ઉપાસક તો હતાજ, પરંતુ સેવાધર્મને તેથી પણ વધુ શ્રેષ્ટ સમજતા હતા. તેમણે વારંવાર સેવા સબંધે દબાણ કર્યું છે. તેમનો બીજો પ્રિય વિષય રાજનીતિ છે. બાદશાહોને ન્યાય, ધર્મ, દિનપાલન અને ક્ષમાનો ઉપદેશ કરવામાં તેઓ કદિ થાકતા ન્હોતા. તેમની રાજનીતિ ઉપર 'રાજ્યભક્તિ' નો એવો ભૂત ચઢયો ન્હોતો કે જેથી તેઓ સત્ય બિનાઓ કહેતા અટકે. તેમની રાજનીતિ વિષયક વિચારોની સ્વતંત્રતા ઉપર આજે પણ આશ્ચર્ય થાય છે. આ વીસમી સદીમાં પણ હિંદમાં ગુલામગીરીની પ્રથા છે. પરંતુ આજથી છસો વર્ષ અગાઉ સા'દીએ પોતાના ગ્રંથોમાં તેનો વિરોધ કર્યો; અને સ્વતંત્રતા ભોગવી.

બોસ્તાનમાં ૧૦ અધ્યાય છે. તેની વિષય સુચિ જોતા વિદીત થાય છે કે સા'દીની નીતિ શિક્ષા કેટલી વિસ્તીર્ણ છેઃ—

| અધ્યાય. | વિષય. |
|---|---|
| પ્રથમ અધ્યાય | ન્યાય અને રાજનીતિ |
| દ્વિતીય ,, | દયા. |
| તૃતિય ,, | પ્રેમ. |
| ચતુર્થ ,, | વિનય. |
| પંચમ ,, | ધર્મ. |
| ષષ્ટ ,, | સંતોષ. |
| સપ્તમ ,, | શિક્ષા. |
| અષ્ટમ ,, | કૃતજ્ઞતા. |
| નવમ ,, | પ્રાયશ્ચિત. |
| દશમ ,, | ઇશ્વર પ્રાર્થના. |

નીતિ ગ્રંથોની આવશ્યક્તા તો જન્મ પર્યંત રહે છે, પણ તેના અભ્યાસનો સહુથી સારો સમય બાલ્યાવસ્થા છે. તે સમયે તેમના માનવચરિત્રનો આરમ્ભ થાય છે. તેથી અભ્યાસ વાંચનના પુસ્તકોમાં બોસ્તાનનો વધુ પ્રચાર છે. સંસારની કેટલીક પ્રસિદ્ધ ભાષાઓમાં બોસ્તાનના અનુવાદો થઇ ચુકયા છે. સર્વ સાધારણમાં બોસ્તાનના જેટલા કાવ્યો લોક-કહેવતના રૂપમા પ્રચલીત છે, તેટલા ગુલીસ્તાનના નથી. અત્રે ઉદાહરણ રૂપે કેટલીક કથાઓ રજુ કરી સંતોષ માનીશું.

**સ્વર્ગમાં જોડા મારીશ.**

સિરીયા દેશનો એક રાજા જેનું નામ "સાલેહ" હતું તે કદી કદી પોતાના એક ગુલામ સાથે વેશ બદલી બજારોમાં ફર્યા કરતો હતો. એક સમયે મસજીદમાં તેને બે ફકીર મળ્યા. તેઓમાંથી એક બીજાને કહેતો કે જો આ રાજાઓ જે ભોગ અને વિલાસમાં જીવન વ્યતીત કરે છે, તેઓ જો સ્વર્ગમાં આવશે તો હું તેમની તરફ દ્રષ્ટિએ કરીશ નહિં. સ્વર્ગ ઉપર અમારો અધિકાર છે; કારણ કે અમો અત્રે દુઃખ ભોગવી રહ્યા છીએ. જો સાલેહ સ્વર્ગના બગીચાની ભીત પાસે પણ આવે તો જોડા મારી તેનુ ભેજું કાઢી લઇશ. સાલેહ આ વાત સાંભળી ત્યાંથી ચાલ્યો ગયો. પ્રાતઃકાળે તેણે બંને ફકીરોને તેડાવ્યા અને યથોચિત સત્કાર કરીને તેમને ઉંચ આસને બેસાડયાં, તથા તેમને ઘણુંએ ધન આપ્યું. ત્યારે તેઓમાંથી એક ફકીરે કહ્યું કે, "રાજન! તું અમારી કઇ વાતને લીધે પ્રસન્ન થયો છે?" રાજાએ હર્ષ સાથે ગદગદ થઇને કહ્યું, "હું તે મનુષ્ય નથી કે જેથી ઐશ્વર્યના અભિમાનમાં દુર્બળોને વિસરી જાઉં. તમો મારા પ્રત્યે તમારૂં હૃદય શુદ્ધ કરો; અને સ્વર્ગમાં મને ઠોકર મારવાનો વિચાર

માડીવાળો. મેં આજે તમારો સત્કાર કર્યો છે, તમો સ્વર્ગના દ્વાર બંધ કરતાં નહિં."

**બાદશાહની ફરજ.** ઇરાન દેશનો બાદશાહ દારા એક દિવસે શિકાર રમવા ગયો અને ભોગજોગે પોતાના સાથીઓથી છુટો પડી ગયો. ત્યાં ઉભો ઉભો અહીં તહીં જોઇ રહ્યો હતો કે એટલામાં એક ઘોડા ફેરવનારો દોડતો દોડતો સામે આવ્યો. બાદશાહ ભય પામ્યો કે ક્યાં આ શત્રુ તો નહિ હોય? તુરતજ તેમણે ધનુષ ચઢાવ્યો. ઘોડા ફેરવનારો જોરથી બોલ્યો જહાંપનાહ! હું આપનો શત્રુ નથી, મને મારવાનો વિચાર નહિ કરો. હું આપનાજ ઘોડાઓને આ જગલમાં ચરાવવા માટે લાવ્યા કરૂ છું ત્યારે બાદશાહને શાતી થઈ. બોલ્યા, તું ભાગ્યવાન છે કે આજે મરતો મરતો બચી ગયો તે હસતો બોલ્યો, જહાંપનાહ આ બહુજ ખેદની વાત છે કે બાદશાહ પોતાના શત્રુ અને મિત્રને પારખી શકતા નથી. હું હજારો વખત આપ સમક્ષ આવ્યો છું. આપે ઘોડા સબંધે મારાથી વાતો કરી છે અને આજે આપ મને એવી રીતે ભુલી ગયા? પણ હું તો આપના ઘોડાઓને લ.ખો

ઘોડાઓમાંથી પારખી શકું છું ત્યારે આપને માણસોની તો ઓળખ રાખવી જોઇએ નામદાર!

**દેશ માટે!** બાદશાહ "ઉમર" પાસે એક એવી બહુ મુલ્ય વીંટી હતી, જેને મોટા મોટા ઝવેરીઓ જોઇ દંગ થઇ જતા. તેનો નંગ રાતના તારા સમાન ચળકતો. સંજોગે એક સમયે દેશમાં દુષ્કાળ પડયો. બાદશાહે વીંટી વેચી નાખી, અને તેથી એક સપ્તાહ સુધી પોતાની ભુખી પ્રજાનું પાલન કર્યું. વેચવા અગાઉ બાદશાહના શુભચિંતકોએ તેમને બહુજ સમજાવ્યા, કે એવી અપૂર્વ વીંટી વેચો નહિં; પુનઃ મળવાની નથી. ઉમરે માન્યું નહિં, બોલ્યો, જે રાજાની પ્રજા દુઃખી હોય તેને આ વીંટી શોભા આપતી નથી. રત્નજડિત આભુપણોને એવી દશામાં પહેરવું શું વ્યાજબી કહી શકાય? કે જ્યારે મારી પ્રજા અન્નના એક દાણા માટે તલસ્તી હોય.

**દેશના દુઃખે દુઃખી.** દમિશ્કમાં એકવાર એવી અનાવૃષ્ટિ થવા પામી કે જેથી મોટી મોટી નદીઓનું પાણી સુકાઈ ગયું પાણીનું કયાંએ નામજ ન રહ્યું.

અને જો કયાંએ હોય તો તે અનાથોની આંખોમાં અને જો કયાંથી ધુવાડો નીકળતો હોય તો તે ચૂલાનો નહિં પણ કોઇ વિધવાના નિશ્વાસ-આહનો ધુવાડો નિકળતો તે સમયે મે મારા એક ધનવાન મિત્રને જોયો, જે ઉદાસ હતો અને સુખાઇ કાંટા જેવો થઈ જવા પામ્યો હતો. મેં કહ્યું ભાઇ, તમારી આવી દશા કેમ થઈ રહી છે. તમારા ઘરમાં કયા વસ્તુની ઓછપ છે? આ સાંભળતા તેના નેત્રો સજલ થવા પામ્યાં. બોલ્યો મારી આ દશા મારા દુઃખે નહિ, પણ બીજાઓના દુઃખે થવા પામી છે. અનાથોને ક્ષુધા લીધે તડફતા જોઈ મારૂં હૃદય ફાટી જાય છે. તે મનુષ્ય પશુથીયે નિચ છે, જે પોતાના દેશવાસી બંધુઓના દુઃખે દુઃખી થતો ન હોય.

**ભલા કર ભલા હોગા.**

એક દુષ્ટ સિપાહી કોઇ કુવામાં પડી ગયો. આખી રાત તે રડતો–પોકારતો રહ્યો, પણ કોઇ સહાયક થયો નહિં. એક મનુષ્યે તે ઉપર નિર્દયતા કરી કે તેના માથા ઉપર એક પત્થર મારી બોલ્યો,—દુરાત્મન!

તેં શું કદી કોઇ સાથે ભલાઇ કરી છે કે જેથી આજે બીજાના સહાયની આશા રાખે છે? જ્યારે હજારો હૃદય તારા અન્યાયને લીધે તરફડી ગયા છે, ત્યારે તારી સંભાળ કોણ લેશે. કાંટા વાવી પુષ્પની આશા નહિં રાખ.

**વેઠનો ઉપાય.** એક ગામડાનો રાજા પોતાના ગામડીઆઓના ગધેડા પકડાવી લેતો.

એક સમયે તે રાજા શિકાર રમવા ગયો અને એક હરણ પછવાડે ઘોડો દોડાવતો પોતાના માણસોથી આગળ નિકળી ગયો. એટલામાં સંધ્યા થઇ ગઇ. હવે તે પોતાના સાથીઓને અહિં તહિં જોવા લાગ્યો. પણ કોઇ દેખાયો નહિં. વિવશ થઇ પાસેના એક ગામમાં રાત ગુજારવા ઠરાવ્યું. અત્રે જોયું તો એક ગામડયો પોતાના રૂષ્ટ પુષ્ટ ગધેડાને ખુબ જોરથી મારી રહ્યો હતો, રાજાને તેની આ કઠોરતા બહુજ દુઃખદ જણાઈ, બોલ્યો, "અરે ભાઇ! શું તું આ દિન પશુને મારીજ નાખશે? તારી નિર્દયતા પરિકાષ્ઠાને પહોંચી ગઇ છે. યદિ ઈશ્વરે જો તને બળ આપ્યુ છે તો તેનો આવો દુરૂપયોગ ન કર" ગામડીયે બબડીને બોલ્યો, "તમને

શું? હું જાણું છું કે તેને શું સમજી હું મારી રહ્યો છું." રાજાએ કહ્યું, "ઠીક, બહુ બકબક ન કર, તારી તો બુદ્ધિ ભ્રષ્ટ થઇ ગઈ છે. શરાબ તો પીધી નથી ને?" ગામડીઆએ ગંભીરભાવે કહ્યું," મેં શરાબ પીધી નથી. તેમ પાગલે થયો નથી. હું એને એટલા માટેજ મારૂં છું કે આ (ગધેડો) રાજાના કોઈ ઉપયોગનો રહેવા ન પામે. એ લંગડો અને રોગી થઇ મારા દ્વારે પડયો રહે, તેનો મને સ્વીકાર છે. પણ રાજાને કામ માટે આપી દેવો મને માન્ય નથી. રાજા આ વાત સાંભળી ચુપ થઇ ગયો. આખી રાત મહા મુશ્કેલીએ વિતાડી. પ્રાતઃકાળે તેના માણસો તેને શોધતાં ત્યાં આવી લાગ્યા. જ્યારે ખાઇ પી રાજા નિશ્ચિંત થયો ત્યારે તે ગામડીઆની યાદ આવી તેને પકડાવી મંગાવ્યો અને તલવાર ખેંચી તેનું માથું કાપવા તૈયાર થયો. ગામડયો જીવનથી નીરાશ થઈ નિર્ભયપણે બોલ્યો, હે રાજા! તારા અત્યાચારને લીધે આખા દેશમાં હાય! વોય! થઈ રહી છે. માત્ર હુંજ નહિં પણ તારી સમસ્ત પ્રજા તારા અત્યાચારથી ધબરાઇ ગઇ છે. જો તને મારી વાતો સાંભળવી ન હોય તો તેનો ઉપાય મારૂં માથું કાપવાનું નહિં પણ અત્યાચારનો ત્યાગ કરવાનો છે;

રાજાના હૃદયમાં જ્ઞાન ઉત્પન્ન થયું. ગામડાને ક્ષમા આપી; અને તે દિવસથી અત્યાચાર કરવાનું છોડી આપ્યું.

**મરણ દિને આનંદોત્સવ.** સાંભળ્યું છે કે એક ફકીરે કોઈ બાદશાહને તેના અત્યાચારની નિંદા કરી. બાદશાહને તે વાત બહુજ અપ્રિય લાગી, અને તેને કેદ કરી નાખ્યો. ફકીરના એક મિત્રે તેને કહ્યું કે, તમે સારૂં કર્યું નહિં. બાદશાહોને એવી વાતો કહેવી ન જોઇએ. ફકીર બોલ્યો, મેં બાદશાહને જે કંઇ કહ્યું તે સત્ય છે, અને આ કેદખાનાની બીક બે ચાર દિવસની છે. બાદશાહને આ વાતના સમાચાર મળ્યા. તેથી તેણે કહી મોકલાવ્યું કે, તમે ભુલાવો નહિં ખાતા, બે ચાર દિવસમાં તમારો છુટકારો થશે નહિ તમે એજ કેદખાનામાં મરણ પામશો. ફકીરે આ વાત સાભળી કહ્યુ --કે બાદશાહને જઈ કહી દ્યો કે મને આવી ધમકી નહિં આપે. આ જીંદગી બે ચાર દિવસ કરતા વધુ રહેવાની નથી. મારા માટે સુખ દુ:ખ બંને સરખા છે. તું ઉચા આસન ઉપર બેઠો છે, મને તેનો આનંદ નથી, મારૂં માથું કાપી નાખ

તો તેનું દુઃખ નથી. મરતા હું અને તુ બને સરખાં થઈ જવાના. દયાહિન બાદશાહ આ સાંભળી વધારે ગુસ્સે થઇ ગયો. અને હુકમ કર્યો કે એની જીભ ખેંચી કાઢવામાં આવે. ફકીર બોલ્યો, મને એનીએ બ્હીક નથી. ઇશ્વર મારા મરણની ગિના કહ્યા વિના જાણશે. પણ તું તો રડ કેમકે જે શુભ દિવસે તું મરણ પામશે, તે દિવસે દેશમાં આનદોત્સવના તરગો ઉડવા લાગશે.

**નમાઝ પઢ્યા કરતા દયા કરો.**

મેં સાંભળ્યું છે કે હિજાઝના રસ્તા ઉપર એક મનુષ્ય ડગલે પગલે નમાઝ પઢતો જતો હતો, તે આ સદ્‌માર્ગમાં એવો તો લિન થઈ રહ્યો હતો કે પગમાંથી કાંટા પણ કાઢતો નહિં. નિદાન તેને અભિમાન થયું કે એવી કઠિન તપશ્ચર્યા અન્ય કોણ કરી શકે છે? ત્યારે આકાશવાણી થઇ કે ભલા માણસ, તુ તારી તપશ્ચર્યા માટે અભિમાન નહિં કર. કોઇ મનુષ્ય ઉપર દયા કરવી તે ડગલે પગલે નમાઝ પઢવા કરતાં ઉત્તમ છે.

**પરિવર્તનનો પ્રભાવ.**

એક નિર્ધન મનુષ્ય કોઈ ધનિક પાસે કંઇ માંગવા ગયો. ધનિક મનુષ્યે કંઇ આપવા બદલે નોકર વડે ધક્કા મરાવી બહાર કઢાવ્યો. કંઇ કાળ ઉપરાંત સમય પલટાયો. ધનિકનું ધન નષ્ટ થવા પામ્યું, બધો કારોબાર બગડી ગયો. ખાવા માટે પણ કંઇ ન રહ્યું. તેનો નોકર કોઇ એવા સજ્જન પાસે નોકરી રહ્યો, જે કોઇ પણ નિર્ધન ગરીબને જોઇ એટલો પ્રસન્ન થતો જેટલો દારિદ્ર ધન મેળવી થાય છે, અન્ય નોકર ચાકરો તેને છોડી ન્હાઠા. આ દુરાવસ્થામાં બહુ દિવસો વિતિ ગયા. એક દિવસે રાતના આ ધર્માત્માના દ્વારે કોઇ સાધુએ જઈ ભોજન માંગ્યુ. તેણે નોકરને હુકમ કર્યો કે તેને ભોજન આપો. નોકર જ્યારે ભોજન આપી પાછો વળ્યો, ત્યારે તેનાં આખોથી અશ્રુ વહી રહ્યાં હતા. સ્વામીએ પુછ્યું,— "કેમ રડે છે?" બોલ્યો, "આ સાધુને જોઇ મને બહુજ દુઃખ થયું. એક સમયે હુ તેનો નોકર હતો. તેની પાસે ધન, સમ્પતી બધુએ હતું અને આજે તેની આ દશા છે કે તે ભિક્ષા માગતો ફરે છે." સ્વામી આ સાંભળી હસી પડ્યો અને બોલ્યો,—"બેટા,

સંસારનું રહસ્ય એજ છે. હું પણ તેજ નિર્ધન ગરીબ મનુષ્ય છું. જેને એણે તારા વડે ધક્કા મરાવી બહાર કઢાવ્યો હતો."

**યમનનો રાજા અને હાતિમ તાઈ.** મને યાદ આવતું નથી કે આ કથા કોણે કહી હતી કે એક સમયે યમન દેશમાં એક મોટો દાનેશ્વર રાજા હતો. તે ધનને હાથનો મેલ સમજતો હતો. જેવી રિતે મેઘથી જલની વર્ષા થાય છે તેવીજ રિતે તેના હાથથી ધનની વર્ષા થતી હતી. હાતિમનું નામ જો કોઇ તેની સામે લેતું તો તેને ચીઢ આવતી. તે કહ્યા કરતો કે તેની પાસે રાજ્ય નથી કે નથી ખજાનો, ત્યારે તેની અને મારી શું તૂલના કરી શકાય? એક સમયે તેણે કોઇ આનંદોત્સવમાં ઘણાં માણસોને આમંત્રણ આપ્યાં. વાતચીતમાં પ્રસંગવશ હાતિમની પણ ચર્ચા ઉત્પન્ન થવા પામી, અને બે ચાર મનુષ્ય તેની પ્રસંશા કરવા લાગ્યા. રાજાના હૃદયમાં જવાળા સળગી ઉઠી. તુરતજ તેણે એક માણસને આજ્ઞા કરી કે હાતિમનું માથું કાપી લાવો. તે માણસ હાતિમની શોધમાં નિકળ્યો. કેટલા દિવસો પછી રસ્તામાં તેની એક યુવક સાથે

મુલાકાત થઇ. તે અતિ ગુણી અને શિલવાન હતો. ઘાતકને પોતાને ઘેર લઇ ગયો, બહુજ ઉદારતાથી તેનો અ દર સત્કાર કર્યો. જ્યારે પ્રાતઃકાલે ઘાતકે રજા માંગી તો યુવકે અત્યત વિનીત ભાવે કહ્યું,—"તમારૂજ ઘર છે, એટલા વ્હેલા કેમ જાઓ છો?" ઘાતકે ઉત્તર આપ્યો કે,—"મારૂં મન તો બહુજ ચાહે છે કે થોભું, પણ એક કઠિન કાર્ય કરવું છે; તેમાં વિલંબ થઇ જશે." તેણે કહ્યુ,—"કંઈ વાંધો ન હોય તો મને કહો શું કામ છે, હું તમને સહાયતા આપીશ." ઘાતકે કહ્યું,—"યમનના બાદશાહે મને હાતિમનો વધ કરવા મોકલ્યો છે. ખબર નથી કે તેમને શા માટે તેનો વિરોદ્ધ છે જો તું જાણતો હોય તો કહી દે કે હાતિમ કયાં રહે છે." યુવકે નિર્ભયતાએ કહ્યું,—"હાતિમ હુંજ છું, તલવાર કાઢ અને શિઘ તારૂં કાર્ય પુરૂં કર એવું ન થાય કે વિલંબ થતા તું તારૂં કાર્ય સિદ્ધ કરી ન શકે. મારા પ્રાણ તારા કામમાં આવે એથી વધુ આનંદ શામા હોઇ શકે?" આ સાંભળી ઘાતકના હાથમાંથી તલવાર છુટી જમીન ઉપર પડી ગઇ. તે હાતિમના પગ ઉપર પડી ગયો અને બહુજ દિનતાથી બોલ્યો,— "હાતિમ! તમે વાસ્તવમાં દાનવીર છો, તમારી જેવી

પ્રસંશા સાંભળતો હતો તેથી વધુ હું તમને જોઇ શકયો. મારા હાથ તુટી જાય જો હું તમારા ઉપર એક કાંકરી પણ ફેંકું. હું તમારો દાસ છું અને સદૈવ રહીશ." એમ કહી તે યમન તરફ પાછો ચાલતો થયો. બાદશાહનો મનોરથ પૂર્ણ ન થતા તેણે તે મનુષ્યનો બહુજ તિરસ્કાર કર્યો અને બોલ્યો,— "મને લાગે છે કે તું હાતિમથી ડરીને ન્હાસી આવ્યો, અથવા તે તને મળ્યો નહિં" તે મનુષ્યે ઉત્તર આપ્યો, "રાજન! હાતિમ સાથે મારી મુલાકાત થઇ, પણ હું તેનુ આત્મસમર્પણ જોઈ તેના વશિભુત થઇ ગયો. તે પછી તેણે બધો વૃત્તાંત કહી સંભળાવ્યો. બાદશાહ તે સાંભળી ચકિત થઇ ગયો, અને સ્વયં હાતિમની પ્રસશા કરતા બોલ્યો—"વાસ્તવમાં તે દાન દેનારાઓનો રાજા દાનેશ્વર છે, તેની જેવી કિર્તિ છે તેવોજ તેમાં ગુણ છે."

**મનુષ્ય અને કુદરત.**

વાયઝીદના વિષયમાં કહેવામાં આવે છે કે તે અતિથી પાલનમાં બહુજ ઉદાર હતો. એક સમયે તેને ત્યાં એક વૃદ્ધ મનુષ્ય આવ્યો, જે ભુખ્યો અને તરસથી બહુજ દુઃખી

જણાતો હતો. વાયઝીદે તુરત તેના સામે ભોજન મંગાવ્યું. વૃદ્ધ પુરૂષ ભોજન ઉપર તુટી પડયો. પણ તેની જીભથી "બીસમીલ્લાહ" શબ્દ નીકળ્યો નહિં. વાયઝીદને નિશ્ચય થવા પામ્યો કે તે "કાફર" છે. તેથી તેને પોતાના ઘરથી બહાર કઢાવ્યો. તેજ સમયે આકાશવાણી થઇ કે વાયઝીદ! મેં આ કાફરનું સો વર્ષ સુધી પાલન કર્યું અને તારાથી એક દિવસ પણ થઈ ન શકયું?

**ઉપકારના ફળ.** કારૂન બાદશાહને હઝરત× મુસાએ ઉપદેશ કર્યો કે તું ભલાઇ એવા ગુપ્તપણે કર જેવી રીતે ઇશ્વરે તારી સાથે કરી છે. ઉદારતા તેમાંજ કહેવાય જેમાં નામનાની ઇચ્છા ન હોય અને તેનોજ ફળ મળે છે. ખરા ઉપકારના વૃક્ષની ડાળો આકાશ સુધી પહોંચી શકે છે.

**બદલો.** કોઇએ સ્વપ્નમાં પ્રલયની લીલા જોઈ કે એક મોટું કુકર્મિઓનું ઝુંડ ભય અને કષ્ટને લીધે ચીસો પાડી રહ્યું છે, પણ તેઓમાંથી એક માણસ મોતીની માળા

× હઝરત મુસા અ૦ ઇસ્લામીઓના પેગમ્બર છે.

પહેરી શિતળ છાંયામાં બેઠો છે. તેને પુછ્યું, શા કારણે તારો આવો આદર થયો? ઉત્તર મળ્યો, મેં મારા ઘર પાસે દ્રાક્ષની એક વેલ લગાડી હતી, જેની છાયા હેઠળ એક સમયે એક મહાત્માએ વિશ્રામ લીધો હતો.

**હજરત ગઝાલીની યોગ્યતા.** કોઇએ હજરત ગઝાલીને પુછ્યું કે તમારામાં એવી ભારી યોગ્યતા ક્યાંથી આવી? ઉત્તર મળ્યો, જે વાતો હું જાણતો ન્હોતો તે બીજાઓને પુછી જાણવામાં મેં લજ્જા નહિં કરી તેથી. જો રોગથી છુટકારો ચાહતા હો તો કોઇ ગુણી વૈદને નાડી દાખવો. જે વાત જાણતા ન હો તે કોઈ બીજાને પુછી જાણવામાં આળસ નહિં કરો. કારણ કે આ થોડીક તપાસથી તમો યોગ્યતાના સિદ્ધ માર્ગે પ્હોંચી જશો.

**ભિક્ષુક રાજા થયો!** એક બાદશાહે મરતા સમયે આજ્ઞા કરી કે મારા મરણ પછી સવારના સમયે જે માણસ નગરના દરવાજામા દાખલ થાય તેને રાજા બનાવવો. દૈવ–ગતિએ સવારના એક ભીખારી દરવાજામાં

પ્રથમ દાખલ થયો. તેને લોકોએ લાવી રાજ્યગાદીએ બેસાડયો. થોડાજ દિવસોમાં તેની અયોગ્યતા અને નિર્બળતાથી અનેક રાજ્યમંત્રી અને સુબા સ્વતંત્ર થઈ બેઠા; અને આજુબાજુના બાદશાહોએ ચઢાઇ કરી રાજ્યનો મોટો ભાગ ઝુંટવી લીધો. બિચારો ભિક્ષુક રાજા આ ઉત્પાદો કારણે ઉદાસ અને દુઃખી હતો કે એટલામાં તેનો એક પહેલાનો સાથી જે બહાર ગયો હતો તે પાછો આવ્યો અને પોતાના જુના મિત્રના ભાગ્ય ખુલવાથી આશ્ચર્ય પામી તેને વધાઇ આપી. બાદશાહ બોલ્યો, ભાઇ મારા ભાગ્ય ઉપર રડ, કારણ કે ભિક્ષા માંગવાના કામમાં તો માત્ર મને મારા પેટની ચિંતા રહેતી હતી, અને હવે આખા દેશની ચિંતા, ઝંઝટ અને સંભાળવાનો બોજો મારા માથે છે, સંસારની જંજાળમાં જે ફસાયો તે માર્યો ગયો, અહિંનું સુખ પણ માત્ર દુખરૂપ છે, હવે મારી આંખો સામે સ્પષ્ટ જણાય છે કે સંતોષ બરાબર સુખ બીજા કશામાં નથી.

# મહાત્મા શેખ સા'દી
# ના ગુણ દોષ સબંધે.

ખંડ ૭ મો.



મહાત્મા શેખ સા'દીની કહેવતો. + +

મહાત્મા શેખ સા'દી ઉપર કેટલાક આક્ષેપો.

**મહાત્મા શેખ સા'દીની કહેવતો.**

કોઇ લેખકની સર્વ પ્રિયતા આ વાત ઉપરથી સ્પષ્ટ જોઇ શકાય છે કે તેના વાકય અને પદ કહેવતના રૂપમાં કયાં સુધી પ્રચલિત છે. માનવ ચારિત્ર, પારસ્પરિક વ્યવહાર, આદિ સંબધે જ્યારે લેખકની લેખણીથી કોઇ એવું સાર ગર્ભિત વાકય પ્રકટ થાય, અને જો તે સર્વવ્યાપક હોય તો તે જનતાની જીભે ચઢી જાય છે. ગોસ્વામી તુલસીદાસજીની કેટલીક ચોપાઇઓ કહેવતોના રૂપમાં પ્રચલિત છે. અંગ્રેજીમાં જ્યારે શેકસ્પીયરના વાકયોથી સાહિત્ય ભર્યું છે, ત્યારે ફારસીમાં શેખ સા'દીએ ગૌરવ પ્રદાન કર્યું છે. આ

ક્ષેત્રમાં શેખ સા'દી ફારસી ભાષામાં સર્વ કવિ અને લેખકોથી વધેલા ચઢેલા છે. શેખ સા'દીની રચના અને તેની મહત્વતા તથા ગુણ એથી જાહેર થાય છે. અત્રે ઉદાહરણ રૂપે કેટલાક વાક્યો આપવામાં આવે છે, જે લોક કહેવતના રૂપમાં પ્રચલિત છે:—

**"હાજતે મશ્શાતા નેસ્ત રૂય દિલારામ રા.**

શૃંગાર વિના સુંદરતા મનને મોહ પમાડે છે.

**"સ્વભાવિક સૌંદર્ય જો સોહે સબ અંગ માહિં.**
**તો કૃત્રિમ આભરનકી આવ્યશકતા નાહિં.**

**'પરતવે નેકાં ન ગિરદ હરકી બુનિયાદશ બદસ્ત**

જેનું મૂળજ ખરાબ હોય તેને સારા માણસોના સત્સંગની કંઇ અસર થતી નથી.

**દુશ્મન ન તવાં હકીરો બેચારા શુમુર્દ.**

શત્રુને કદિ પણ નિર્બળ સમજવો નહિં.

**આકબત ગુર્ગ઼ઝાદા ગુર્ગ શવદ.**

વરૂનો બચ્ચો વરૂજ હોય છે.

**"તવંગરી બદિલસ્ત ન બમાલ,**
**"બુઝુર્ગી બ અકલસ્ત ન બસાલ.**

ધનાઢ્ય થવું ધન ઉપર નહિં પણ હૃદય ઉપર નિર્ભર છે. મોટાઇ અવસ્થા ઉપર નહિં પણ બુદ્ધિ ઉપર નિર્ભર છે.

"સધન હોન તેં હોત નહિં
　　　　　કોઉ લચ્છમીવાન.
મન જાકો ધનવાન હય,
　　　　　સોઇ ધની મહાન

"શુ અઝવે બદદ આવરદ રોજગાર,
દિગર અઝવહારા ન માનદ કરાર.

જ્યારે શરિરના કોઇ ભાગમાં દુઃખ થાય છે, ત્યારે આખું શરિર વ્યાકુલ થઇ જાય છે.

પેશે દિવાર ઉન્ચે ગોઇ હોશદાર,
તા ન બાશદ દર પસે દિવાર ગોશ

ભીતને પણ કાન હોય છે, (સાંભળે છે) માટે ચેતતા રહેશો.

કિ ખુબ્સ નફ્સ ન ગરદદ બ સાલહા માલૂમ,
　　સ્વભાવની નિચતા વર્ષો સુધી જણાતી નથી.
મુશ્ક આ નસ્ત કિ ખુદ બબૂયદ,
　　　　　ન કિ અત્તાર બગૂયદ.

કસ્તુરીની ઓળખ તેના સુગંધથી થાય છે, નહિં કે ગાંધીના કહેવાથી.

કિ બિસિયાર ખ્વારસ્ત બિસિયાર ખ્વાર,
બહુજ ખાનાર મનુષ્યનો આદર થતો નથી

"હસૂદરા ચે કુનમ કો ઝેખુદ
બરંજ દરસ્ત.

ઈર્ષાળુ મનુષ્ય સ્વયં ઈર્ષા—અગ્નિમાં બળ્યા કરે છે, તેને વધુ પજવવુ વ્યર્થ છે.

કદ્રે આફિયત આં કસે દાનદ કિ
બમુસિબતે ગિરફ્તાર આયદ.

દુ:ખ ભોગવવાથી સુખની કિમ્મત સમજાય છે.

"વિપતિ ભોગ ભોગે ગરૂ,
જિન લોગનિ બહુ બાર
સમ્પાતકે ગુણ જાનહીં,
વેહી ભલે પ્રકાર"

કુહન જામએ ખેશ આરાસ્તન,
બેહ અઝ જામએ આરિયત ખ્વાસ્તન.

આપણાં જુનાં ફાટેલાં વસ્ત્રો લગ્નના વસ્ત્રો કરતા સારા છે.

**ચુ સાયલ અઝ તો બઝારી તલબ કુનદ ચીઝે,**
**બેદેહ વગર ન સિતમગર બઝોર બસિતાનદ.**

ગરીબોને આપ નહિં તો ઝુંટવી લેશે.

**સખુનશ તલખ ન ખ્વાખી દહનશ શિરીં કુન.**

જો કોઇની કડવી વાતો સાંભળવી ન હોય તો તેનું મોઢું મીઠું કર.

**મોરચંગારા ચુ બુવદ ઇત્તિફાક,**
**શેરે ઝિયાંરા બદરારન્દ પોસ્ત.**

જો મુંગી કીડીઓ ઐકય કરી લે તો સિંહનું ચામડું પણ ઉતારી લે.

**હુનર બકાર ન આયદ ચુ બખ્ત બદ્બાશદ.**

ભાગ્યહીણુ મનુષ્યના ગુણો પણ કામ આવતા નથી.

"અગર હિન્જિલ ખુરી અઝ દસ્તે ખુશ. ય,
"બેહ અઝ શીરીની અઝ દસ્તે તુર્શ રૂય.

કવિ રહીમના આ દોહામાં એજ ભાવ એવી રિતે દર્શાવવામાં આવ્યો છેઃ-

"અભી પિયાવત માન બિન
રહિમ હમેં ન સુહાય;
"પ્રેમ સહિત મરિબો ભલો,
જો વિષ દેઈ બુલાય.

+ + + +

"આનાંકિ ગની તરન્દ મુહતાજ તરન્દ.

જે અધિક ધનાઢ્ય છે, તેજ વધુ લાચાર છે.

"હર ઐબ કિ સુલ્તાં બેપસન્દદ હુનરસ્ત.

જો રાજા કોઇ ખોડને પસંદ કરે તો તે પણ હુન્નર થઇ જાય છે.

"હરકુજા ચશ્મએ બુવદ શિરીં,
મરદુમોં મુર્ગો મોર ગિર્દાયન્દ."

વિમલ મધુર જલ સોં ભરા,
જહાં જલાશય હોય,
પશુ પક્ષિ અરૂ નારી નર,
જાત તહાં સબ કોય.

"આંરા કિ હિસાબ પાકસ્ત
અઝ મુહાસિબા ચે બાક.

જેનો હિસાબ ચોખ્ખો છે, તેને હિસાબ સમજાવનારની શી બ્હીક?

"દોસ્ત આં બાશદ કિ ગિરદ દસ્તે દોસ્ત,
દર પરેશાં હાલિ ઓ દરમાંદગી.

મિત્ર તેજ છે જે વિપત્તીમાં સહાય કરે.

"તો પાક બાશ બિરાદર!
મદાર અઝકસ બાક,
ઝનંદ જામયે નાપાક ગાઝુરાં
બર સંગ.

તું ખરાબ કાર્યોથી દુર (પવિત્ર) રહે તો તારૂં કોઇ કંઇપણ બગાડી શકશે નહિ. ધોબી માત્ર ગંદા–મેલાં કપડાંનેજ પત્થર ઉપર પછાડે છે.

"ચુ અઝ કૌમે યકે બેદાનિશિ કર્દ.
ન કેહરા મન્ઝિલત માનદ ન મેહરા.

કોઇપણ કોમના એક મનુષ્યના ખરાબ કૃત્યથી તે આખા કોમની બદનામી થઇ જાય છે, તે પછી નાના કે મોટાનીયે ઇજ્જત રહેતી નથી.

"હમરહ અગર શિતાબ કુનદ હમરહે તો નેસ્ત.

તારો સાથી જો ઉતાવળ કરે તો તે તારો સાથી નથી.

હુક્કા કિ બા ઉકૂબત દોઝખ બરાબરસ્ત,
રફતન બ પાયમર્દી હમસાયા દર બહિશ્ત.

પાડોશીની ભલામણથી બહેસ્તમાં જવું, તે દોઝખમાં જવા બરોબર છે.

રિઝક હર ચન્દ બેગુમાં બરસદ,
શર્તે અકલસ્ત જુસ્તન અઝ દરહા.

જો કે કોઇ ભુખ્યો મરતો નથી, ઇશ્વર બધાની સંભાળ લે છે, તોએ બુદ્ધિમાનની ફરજ છે કે તેણે તે માટે પ્રયત્ન કરવો.

ખતાએ બુઝુર્ગાં ગિરફ્તન ખતાસ્ત
વડાઓનો દોષ કાઢવોજ દોષ છે.

ખરે ઇસા અગર બ મકકા રવદ,
ચુંબાયદ હનોઝ ખર બાશદ.

હઝરત ઇસા પેગમ્બરનો ગધેડો જો મક્કે જઈ આવે તોએ તે ગધેડોજ કહેવાશે.

જૌરે ઉસ્તાદ બેહ ઝ મેહરે પિદર.

ગુરૂની માર પિતાના પ્રેમ કરતા સારી છે.

કરીમાંરા બદસ્ત અન્દર દિરમ નેસ્ત,
ખુદાવંદાને ન્યામતરા કરમ નેસ્ત.

દાન આપનારાઓ પાસે ધન હોતું નથી, અને ધનવાનો દાન આપનાર હોતા નથી.

પરાગન્દા રોઝી પરાગન્દા દિલ.

ધંધારહિત મનુષ્યનું ચિત્ત સ્થિર રહેતુ નથી.

બદોઝદ તમા દિદએ હોશમન્દ.

તૃષ્ણા ચતુરને પણ અંધ કરી નાખે છે.

ગરદને બેતમા, બુલન્દ બુવદ.

નિસ્પ્રહી મનુષ્યનું માથું ઉંચુ જ રહે છે.

નિકોઇ બા બદાં કરદન ચુનાનસ્ત,
કિ બદ કરદન બજાએ નેક મરદાં.

દુર્જનો સાથે ભલાઇ કરવી તે સજ્જનો સાથે બુરાઇ કરવા સરખું છે.

યકે નુકસાને માયા દિગર શુમાતતે હમસાયા,

ગાંઠના પૈસા ખોવાતા લોક મસ્ખરી કરે.

"પાય દર ઝ જીર પેશે દોસ્તાં,
બેહ કિ બા બેગાનગાં દર બોસ્તાં.

મિત્રો સાથે કેદખાનું સારૂં છે, પણ બીજાઓ સાથે ઉપવન નર્ક સમાન છે.

"નેક બાશી વ બદત ગોયદ ખલ્ક,
બેહ કિ બદ બાશિ વ નેકત ગોયન્દ.

સન્માર્ગ ઉપર ચાલવાથી લોકો તને જો ખરાબ કહે તો તેથી વધુ સારૂ છે કે તું કુમાર્ગે જતો હોય અને લોક તારી પ્રશંસા કરે.

"બાતિલસ્ત ઉન્ચે મુદ્દઈ ગોયદ,"
વિક્ષેપની વાતો મિથ્યા માનવામાં આવે છે.

"મર્દ બાયદ કિ ગીરદ અન્દર ગોશ,
ગર નવિશ્તાસ્ત પન્દ બર દિવાર.

મનુષ્યની એ ફરજ સમાન છે કે જો ભીંત ઉપર કંઈ ઉપદેશ લખેલો જુએ તો તે ગ્રહણ કરે.

હરકી સુખન ન સંજદ અઝ જવાબ બરંજદ

જે માણસ સમજીને વાત કરતો નથી, તેને કઠોર વાતો સાંભળવી પડે છે.

## અન્દક અન્દક બહુમ શવદ બિસીયાર.

ટીપે ટીપે સરોવર ભરાય.

સા'દીએ જે ઉપદેશો કર્યા છે, તે અન્ય લેખકોમાંથી પણ મળી આવે છે, પણ સા'દી જેવી ખ્યાતી ફારસીમાં કોઇએ મેળવી નથી. તેથી વિદિત થાય છે કે લોકપ્રિયતા બહુ કરીને ભાષા સૌંદર્ય ઉપર અવલમ્બિત હોય છે. અત્રે અમે સા'દીના કેટલાક વાકયો આપ્યા છે, પણ એમ સમજવું ભુલભર્યું છે કે કેવળ એટલાજ વાકયો પ્રસિદ્ધ છે. આખું ગુલીસ્તાન એવાંજ માર્મિક વાકયોથી પુર્ણ છે. સંસારમાં એવુ એક પણ ગ્રંથ નથી જેમાં એવા વાકયો એટલા બધા હોય કે જેના "કહેવતો" થઇ શકતા હોય.

**શેખ સા'દી ઉપર કેટલાક આક્ષેપો.** શેખ સા'દી એક મનુષ્ય છે. મનુષ્ય તે ભુલને પાત્ર છે, એજ સુત્ર અનુસાર સા'દીએ ગુલીસ્તાનના કેટલાક અધ્યાયમાં ન લખવા સરખી વાતો લખી નાંખી છે, તેથી સા'દી ઉપર અનેક લેખકોએ આક્ષેપો કર્યા છે. તે આક્ષેપો જોતાં અમને કેટલેક અંશે યોગ્ય લાગે છે, પણ તેને ગંભીર રૂપ આપવું અથવા તેને વજન આપવું

જોઇએ નહિં. એ અમારી ભલામણ છે. આજકાલ યુરોપ કે હિંદમાં પ્રગટ થતા સાહિત્યમાં ઘણે ઠેકાણે બિભિત્સતાનો ઉમેરો કરવામાં આવે છે. અનેક લેખકોએ કુમાર્ગે દોરવનારી અને મર્યાદાનું ખૂન કરનારી બિભિત્સ વાતો લખી છે અને લખતા જાય છે. તે એવા ભયંકર હોય છે કે કેટલાક સમયે તો એવું વાંચન પ્રજાને હાનીકારક નિવડે છે. આજના સુધરેલા સમયમાં કે જે સમયે કેળવણીનો બહુજ સારો પ્રચાર થયો છે તેવા સમયે મર્યાદાની હદ ઓળંગવામાં આવે છે, તો આ૦થી છસો વર્ષ ઉપર શેખ સા'દીએ તેવો દોષ કર્યો તેનેજ પકડી બેસવું એ ઠીક તો નથીજ. વળી એ પણ યાદ રાખવું જોઇએ કે એક ઉપદેશકના જે ઉપદેશો વ્યાજબી લાગતા હોય તેનેજ લોકો ગ્રહણ કરે છે. અને કુમાર્ગે દોરવનારી બિનાઓનો દરેક સાદી સમજ ધરાવનાર સ્ત્રી કે પુરૂષ ત્યાગ કરે છે, એ નક્કી માનવું. તેથી અમારી વાંચક વર્ગને એ વિનંતિ છે કે શેખ સા'દીના દોષ જોવા કરતા તેમના સદ્ઉપદેશ ઉપર દ્રષ્ટિ રાખવી યોગ્ય થઇ પડશે.

શ્રીયુત પ્રેમચંદ કે જેઓ હિંદી સાહિત્યના વિદ્વાન લેખક છે તેઓ લખે છે કે:-

"ગોસ્વામી તુલસીદાસજી ઉપર એ દોષારોપણ કરવામાં આવે છે કે તેમણે કેટલીક ભ્રમોત્પાદક ચોપાઇઓ લખીને સમાજને બહુજ હાની પ્હોંચાડી છે ત્યારે કેટલાકો સા'દી ઉપર પણ એવો આક્ષેપ મૂકે છે; અને આ વાકય પોતાના પક્ષની પુષ્ટિમાં રજુ કરે છે:—

**અગર શહરે.ઝ રા ગોયદ શબસ્ત ઈં,**
**બબાયદ ગુફ્ત ઐનક માહો પરવીં.**

"જો બાદશાહ દિવસને રાત કહે તો કહેવું જોઇએ કે હાં, સાહેબ જુઓ ચાંદ દેખાય છે."

એના ઉપર એવો આક્ષેપ કરવામાં આવે છે કે સા'દીએ બાદશાહોની ખોટી ખુશામત કરવાનો બોધ આપ્યો છે. પણ જે નિર્ભયતા અને સ્વતંત્ર-તાએ તેમણે બાદશાહોને જ્ઞાનોપદેશ કર્યો છે તે ઉપર વિચાર કરતા જણાય છે કે સા'દી ઉપર એવો આક્ષેપ મુકવો સદંતર ન્યાય સંગત જાણતો નથી. એનો ભાવાર્થ કેવળ એજ થાય છે કે ખુશામત કરના-રાઓ એમ કરે છે, એવીજ રીતે લોકો આ વાક્ય સંબધે પ્રશ્ન કરે છે:—

**દરોગે મસલહત આમેઝ બેહ,**
**અઝ રાસ્તી ફિતના અંગેઝ.**

"તે અસત્ય કે જેનાથી કોઇનો જીવ બચે તે તેવા સત્યથી ઉત્તમ છે કે જેથી કોઇનો જીવ જાય"

કહેવામાં આવે છે અસત્ય સર્વદા અક્ષમ્ય છે, અને સાંદીનો આ વાકય અસત્ય માટે માર્ગ કરી આપે છે, પણ વિવાદાર્થે આ વાકયની ઉપેક્ષા જોઇએ તો કરવામાં આવે અને આદર્શના ઉપાસક જોઇએ તો એને નિંદ્ય સમજે, પણ કોઈ સહૃદય મનુષ્ય એની ઉપેક્ષા કરશે નહિં. એની સાથેજ સા'દીએ આગળ જતાં એક વાકય લખ્યું છે, જેથી વિદીત થાય છે કે તેઓ સ્વાર્થ માટે કોઈ પણ પ્રકારે અસત્ય બોલવું ઉચિત સમજતા નથી:—

ગર રાસ્ત સુખન ગોઇ બ દર બન્દ બ માની,
બેહ ઝાંકી દરોગત દેહદ અઝૂ બન્દ રિહાઇ.

"જો સત્ય બોલવાથી તું કેદમાં જવા પામે તો તેવા અસત્યથી ઉત્તમ છે કે જે કેદથી મૂક્તિ અપાવે."

એથી એમ જણાય છે કે પહેલું વાકય "અન્યની વિપત્તિ માટે છે, પોતાને માટે નહિં."

એવા આક્ષેપોને વશ થઇ કેટલાકો કહે છે કે શેખ સા'દી દોષીત છે, તેથી તેઓ મહાત્મા કહી શકાય નહિં. મહાત્મામાં એવા દોષો હોવા ન જોઇએ. તે સંબંધે અમારે એ કહેવું જોઇએ કે મહાત્મા મનુષ્યજ હોય છે અને મનુષ્ય દોષપાત્ર હોય છે. પણ એમના દોષો તરફ ક્ષમા દ્રષ્ટિએ જોતાં અને તેના સદકાર્ય તથા વર્તન અને સદ ઉપદેશને અવલોકવાથી સા'દીને મહાત્મા કહેવું અયોગ્ય જણાશે નહિં.

રશીયન મહાત્મા ટોલ્સટોયમાંએ અનેક દોષો હતા, પણ તેમના સદકાર્ય તરફ જોતાં તેઓ મહાત્મા કહેવાયા.

હિંદના મહાત્મા ગાંધીજીએ કેટલીક ભૂલો કરેલી જેનો તેમણે એકરાર અને પશ્ચાતાપ પણ કર્યો છે; તોએ ગાંધીજી મહાત્મા માન્ય રખાયા છે, તે તેમના સદકાર્યના પરિણામે. મહાત્મા દોષપાત્ર હોવો ન જોઇએ એ સંકૂચિત વિચારનું પરિણામ છે.

# મહા કવિ હાફિઝ
# અને શેખ સા'દી.

## ખંડ ૮ મો.



ગઝલો વિષે. + + +

મહા કવિ હાફિઝની ગઝલ.

**ગઝલો વિષે.** ગઝલ ફારસી કવિતાનું પ્રધાન અંગ છે. કોઈ પણ કવિ જ્યાં સુધી ગઝલ લખવામાં નિપૂણ ન હોય ત્યાં સુધી તે કવિ સમાજમાં આદરસ્થાન મેળવી શકતો નથી. જો કે ગઝલ એ શૃંગારનો વિષય છે, પરંતુ કવિઓએ તે દ્વારા બધા રસોનું વર્ણન કર્યું છે, જેમાં વૈરાગ્ય, ભક્તિ, સંસારની અસારતા, અને દેશસેવાને લગતા વિષયો બહુજ મહત્વના છે. ગઝલોના સંગ્રહોને ફારસી ભાષામાં "દિવાન" કહેવામાં આવે છે. સા'દીની સંપૂર્ણ ગઝલોના ચાર દિવાનો છે, એ ચારે દિવાનોમાંથી કોઈ યુવાવસ્થામાં કોઇ પ્રોઢાવસ્થામાં લખવામાં આવ્યા છે, તોએ તેની ભાવના

અને શૈલીમાં અંતર જોવામાં આવતું નથી, જે અંતર અવસ્થાના પરીવર્તન કારણે સ્વભાવિકપણે આવવા પામે છે. ઘણાં કવિઓની કવિતાઓમાં ભાવના અને શૈલી અવસ્થાના પરીવર્તન કારણે ભીન્ન ભીન્ન થઈ જવા પામે છે. ત્યારે સા'દીની કવિતાઓ એક ધારી હોઇ સરળતા અને વાકયનિપૂણતામાં અપૂર્વ છે અને એ કવિની રચના શક્તિનો બહુ સારૂં પ્રમાણ છે.

જો કે શેખ સા'દીના પૂર્વકાલીન કવિગણ પણ ગઝલો લખતા હતા, કિંતુ તે સમયે "કસીદા" અને "મસનવી"ની પ્રધાનતા હતી. ગઝલોમાં સાધારણ ભાવ પ્રકટ કરવામાં આવતા. શૃંગાર સિવાય અન્ય રસોનો તેમાં પ્રાયઃ અભાવ હતો. સા'દીએ ગઝલોમાં એવા ગુઢ રહસ્યો અને મર્મસ્પર્શી ભાવોનો ઉપયોગ કર્યો છે કે જેથી લોકો કસીદા તથા મસનવી છોડી ગઝલો તરફ મોહ પામી વળ્યા, ત્યારે ગઝલ ફારસી કવિતાની પટરાણી થવા પામી. તેથીજ સમાલોચકોએ સા'દીને ગઝલના પ્રધાન ગણ્યા છે. સા'દી પૂર્વે બે કવિઓએ કસીદા કહેવામાં વિશેષ પ્રતિભા દેખાડી છે. 'અનવર' અને 'ખાકાની'. આ બન્ને કવિઓએ વિષયમાં અદ્વિતીય છે. પણ તેમની ગઝલોમાં તેવી

માર્મિકતા દેખાતી નથી; જે સા'દીએ પોતાના ગઝલોમાં અર્પી છે. મૂળ વાત એ છે કે ગઝલ લખવા માટે હૃદયમાં ઉત્તમ ભાવોની આવશ્યકતા છે, કેવળ એટલુંજ નહિં, પણ તે ભાવનાને એવી પ્રબળ અને મનોરંજક શૈલીમાં વર્ણવી જોઇએ કે જેથી સાંભળનાર તુરત મુગ્ધ થઇ જવા પામે. 'અનવરી'નુ એક પદ છે :—

**હુમા બામન જફા કુનદ લેકિન,**
**બજફા હેચ અઝો નયાઝારમ.**

ભાવાર્થ—તે (પ્રિયતમ) મારા ઉપર સદૈવ ઝુલમ કરે છે, પરન્તુ હુ તેની લેશ માત્ર પણ ફર્યાદ કરતો નથી

ભાવના સુંદર છે તેમાં સંદેહ નથી, કારણ કે આશકોના દુઃખડાની આ જુની ફર્યાદ છે. પરંતુ કવિએ તેને સ્પષ્ટપણે વર્ણી તેની મઝાહનો નાશ કર્યો છે. જુઓ એજ ભાવનાને સા'દી કેવી રીતે દર્શાવે છે :—

**કાદરી બર હરચેમી ખ્વાહી**
**બજુઝ આઝરે મન,**

**જાંકી ગર શમશીર બર ફરકમ**
**ઝની આઝાર નેસ્ત,**

ભાવાર્થ—તું સર્વ કંઇ કરી શકે છે, પરંતુ મારા ઉપર ઝુલમ કરી શકતો નથી, કારણ કે જો તું મારા માથા ઉપર તલવાર મારે તો તેથી મને કંઇ કષ્ટ થવાનું નથી

એ સ્મરણમાં રાખવું જોઇએ કે ગઝલ પ્રધાનતઃ શૃંગારનો વિષય છે, એથી કવિ ગણ જ્યારે એ દ્વારા ભક્તિ વૈરાગ્ય, વદન આદિનું વર્ણન કરે છે ત્યારે તેને રસિકતાનો આશરો લેવો પડે છે. જેમકે શરાબની મસ્તીથી ઇશ્વર પ્રેમ, શરાબથી જ્ઞાન, આત્મ દર્શન, શરાબ પીવડાવનાર સાકીથી ગુરૂ, જ્ઞાની; માશક (પ્રિયતમા)થી ઇશ્વરનો બોધ કરાવે છે. આ પ્રણાલી એટલી સર્વ પ્રસિદ્ધ થઈ ગઇ છે કે કોઇ કવિનં આતરિક ભાવો જાણવામાં મુશ્કેલી નડતી નથી ભક્તિ માટે હૃદયની સ્વચ્છતા તથા નિર્મળતાનું હોવું આવશ્યક છે. કપટ સાથે ભકિતની તુલના થઇ શકે નહિં, તેથી કવિગણ ભગવાં વસ્ત્રોની નિંદા કરતા થાકતા નથી. માત્ર દેખાડવા ખાતર મસ્જીદમાં ભકિત કરવા ઉપેક્ષા સંસાર તથા વાસનાઓમાં જક-

ડાએલાઓ અનેક દરજ્જે ઉત્તમ છે. અને તેઓ સહૃદય છે જેમના હૃદયમાં કપટ નથી. વિદ્વતા અને ધર્મ તથા કર્તવ્ય પરાયણતા આદિ ગુણો જે મનુષ્યમાં બહુધા અભિમાન ઉત્પન્ન કરે છે, તે ઉપેક્ષા અજ્ઞાનતા મૂર્ખતા તથા ભ્રષ્ટતા અનેક દરજ્જે ઉત્તમ છે, તે માનવ હ્રુદયમાં વિનય, દિનતા તથા નમ્રતા ઉત્પન્ન કરે છે. તેથીજ કવિગણ સાધુવેશ, વિદ્વતા, ધાર્મિકતા, વિવેક આદિની ખુબ સ્વચ્છંદતાએ હાસી કરે છે, ત્યારે ભ્રષ્ટતા, મૂર્ખતા તથા રસિકતાને ખુબ ઉત્તેજે છે. તેઓ ઢોંગી મહાત્માઓને ચોપડે છે અને શરાબીઓ તથા શૃંગારીઓ આગળ શીશ ઝુકાવે છે, તેઓ જ્ઞાનીને મૂર્ખ અને મૂર્ખને જ્ઞાની કહે છે. શેખ સા'દી અગાઉ એ પ્રણાલી સંસ્કૃત થઈ ચુકી હતી, પણ સા'દીએ તેના પ્રભાવ અને ચમત્કારને ઉજ્જવળ કર્યો; અને તેમની પ્રણાલી એટલી તો સર્વપ્રિય સિદ્ધ થવા પામી કે તે પછીના કવિઓએ તો એજ વિષયોને ગઝલનો મુખ્ય અંગ બનાવ્યો અને તેમાં ખ્વાજા હાફિઝે શિરાઝીએ સા'દીને પણ પાછળ રાખ્યા. અત્રે એ મહા કવિ હાફિઝની એક સુંદર અને સુપ્રસિદ્ધ ગઝલ ગુર્જર પ્રજાની જાણ અર્થે ભાષાંતર સહિત રજૂ કરવામાં આવે છે :—

## મહા કવિ હાફિઝની ગઝલ *

અલાયા અય્યો હુસ્સાકી !
અદિર ક'સવ—વના વિલહા!
કે ઈશ્ક આસાં નમૂદ અવ્વલ,
વલે ઉફતાદ મુશકિલહા!
બબૂએ નાફએ કાખિર
સબાઝાં તુરો બુકશાયદ,
ઝતાબે જઅદે મુશકીનશ
ચે ખૂ ઉફતાદ દરદિલહા!

---

* આ ગઝલ હાફિઝના દિવાનમાં પહેલી છે અને તેમણે લખેલ પાંચસો ઉપરાંત ગઝલોમાં, ઘણું કરીને સઉ કરતાં વધુ પ્રસિદ્ધ અને માનીતી છે ભાગ્યેજ ફારસી ભાષાના કોઇ અભ્યાસીએ એ ન વાંચી હોય; ભાગ્યેજ ફારસી બોલનાર કે સમજનાર કોઇ માણસે, એ ન સાંભળી હોય, ખરેખર, ફારસી અને ઉર્દુમાં લખાયલી હજારો ગઝલોમાં—આજે સૈકાઓ વિત્યા બાદ પણ—તે પટરાણીની પદ્વી ભોગવે છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. મહા કવિ ખ્વાજા હાફિઝ શિરાઝી કવિઓના કવિ હતા અને તેમની આ ગઝલ, ગઝલોની ગઝલ છે.

મહા કવિ હાફિઝનું જીવનચરિત્ર અને તેમની ગઝલો તથા રૂબાઇય્યો સંપૂર્ણ વિગતો સાથે મ્હારા તરફથી થોડા વખતમાં બહાર પડશે.

—લેખક.

બમય સજ્જાદા રંગી કુન !
　　　ગરત પીરે મુગાં ગોયદ:
કે સાલિક બિખબાર નબુવદ
　　　ઝરાહો રસ્મે મન્ઝિલહા !

મરા દર મન્ઝીલે જાનાં ચે
　　　અમનો અયશ ? ચુ હરદમ:
જરસ ફરિયાદ મી દારદ
　　　કે બરબ-દીદ મહુમિલહા !

શબે તારીકો, બીમે મવજો,
　　　ગરદાબી ચુની હાઈલ;
કુજા દાનંદ હાલેમા ?
　　　સુબુકસારાંને સાહિલહા !

હમા કારમ ઝખુદકામી
　　　બબ:નામી કશીદ, આખિર;
નિહાં કય માનદ આં રાઝે,
　　　કઝુ સાઝદ મહફિલહા !
હુઝુરી ગર હમી ખાહી અઝુ
　　　ગાફિલ મશવ "હાફિઝ"

મતા માતલક મન તહુવા,
 હઇદ દુનિયા વ અમહિલહા!

ભાષાંતર :—

૧. હે સાકી! પ્યાલી ફરવા દો. સુરાપાન કરીએ. સ્નેહ વ્યવહાર આરંભમાં સ્હેલો દેખાયો પરંતુ પાછળથી અણધારી આફતોના અનુભવો થવા લાગ્યા

૨. પાછલા પહોરના શિતળ વાયુએ કસ્તુરી પડનો પરિમળ તેનાં કેશ-લટોમાંથી સર્વસ્વ પ્રસારી મૂકી, અવધિજ કરી! હાય ? તે કસ્તુરીઆ કેશ—ગુચ્છાઓની ગંધ—શક્તિયે કેટકેટલા દિલોમાંથી લોહી વહેવડાવ્યાં—કેટકેટલાની આશાઓનાં ખુન થયાં!

૩. મંદિરનો સતવર જો તને સાદડી (નમાઝ પઢવાની સાદડી) પણ શરાબ વડે રંગી દેવાનું કહે તો આજ્ઞા શીરે ચઢાવ, કારણકે માર્ગ-દર્શક (ગુરૂ) મન્ઝીલના રીત રીવાજોથી કંઈ અપરીચિત તો હોયજ નહિ ?

૪. હાય! પ્રિયના વિલાસ શયનમાં પણ શાંતીની ઘડીઓ મ્હેં નહિં ભોગવી જ્યાં ઘંટ-ઘંટ

નીત્ય નીત્ય શોરબકોર કર્યા કરતો હોય કે: "કજાવા બાંધી કુચની તૈયારી કરો!" ત્યાં વળી સુખ ચેનનાં ભાગ્યજ કયાં?

૫. ઘોર અંધારી રાત, મોજાંની બ્હીક અને ડગલે પગલે વમળો! એવા નીર પ્રવાસમા શા અમારા હાલ! કિનારા ઉપર મોકળે મને સુખમા પોઢનારાઓ શેના જાણે અમારી મુસીબતો?

૬. સ્વાર્થને પ્રતાપે, મ્હારી સઘળી ઉમંગો ધુળમાં મળી અને હું હાંસીમાં આવી પડયો. રે! જેને કાજે સભા મંડાઇ અને રચાઇ તે ભેદ તે વળી કંઈ છાનો રહી શકે?

૭. મનની શાંતી અને દિલના સંયોગની અભિલાષા હોય તો હે હાફિઝ! તેનું વિસ્મરણ કરીશ મા. જેના ઉપર ત્હારી ચિત્ત ચોંટયું છે તે તને મળી કે તરતજ દુનિયા ત્યાગી અવકાશ આપ.

# શેખ સા'દીની ગઝલો
# અને તેની સમાલોચના.

ખંડ ૯ મો.



સમાજ ઉપર ગઝલોનો પ્રભાવ.
મૌલાના હાલી શું કહે છે? ×
શેખ સા'દીની ગઝલો. × × ×

**સમાજ ઉપર ગઝલોનો પ્રભાવ.** ગઝલોનો સમાજ ઉપર કેવો પ્રભાવ પડયો છે, તે વિષયમાં કંઇ કહેવું અનુપયુકત થશે નહિં.

શૃંગારરસના કાવ્યો વિલાસિતાને ઉત્તેજીત કરે છે, આ એક સર્વમાન્ય સિદ્ધ વાત છે; અને જ્યારે શૃંગાર સાથે કાવ્યમાં વિદ્યા, ધર્મ આચાર નિયમ, સંયમ અને સિદ્ધાંતનું અપમાન કરવામાં આવે, ત્યારે તેની વિકારક શક્તિ વધારે તેજ થઈ જાય છે. તેમાં સંદેહ નથી કે સા'દી અને અન્ય કવિઓએ કબીર સાહેબની જેમ ઢોંગ, ધતિંગ દૂર કરવા માટે આવી

રચના શૈલી ગ્રહણ કરી અને આચાર નીતિ તથા જ્ઞાનના અનેક ગહન મર્મસ્પર્શી વિષયો એ દ્વાર જાહેર કર્યા છે. પણ જનતા આ ગઝલોના આશયને પોતાની શક્તિ અથવા પોતાના ચિન્ત અને મનની વ્રુત્તિઓ અનુસારજ સમજે છે. વાંચક જો ક્ષમા કરે તો એક ઉર્દુ કવિનું પદ રજુ કરૂં છું, જેની વિચીત્રતા તથા શુદ્ધતા સાથે બુદ્ધિ ચાતુર્ય અને આશયની વિલક્ષણતા સમજાશે.

**કોઈ મસ્જીદમેં વઝુ કરકે જો પા દે;**
**ખુદા ઉસ્કે સભી ગુનાહ બક્ષવા દે.**

શુદ્ધ મનના પણ ભોળા અને વિચાર શક્તિને તસ્દી નહિં આપનારાઓ 'પા દે' એ શબ્દનો ખરાબજ અર્થ કરશે. અથવા જેની જેવી વૃત્તિ તેવું તે સમજશે. ઉપરોક્ત પદનો ભાવાર્થ એ છે કે 'કોઇ મસ્જીદમાં વઝુ (પવિત્ર થઇ) કરીને જો પગ મૂકે તો ઇશ્વર તેના બધા પાપો ક્ષમા કરે." કવિએ 'પાદે' એ શબ્દ રમૂજ અને વિલાસ વૃત્તિના માણસોને આકર્ષવા વાપર્યો છે. પણ વાંચક જો રમૂજને કોરે મૂકી વિચારે તો બીજોજ અર્થ દેખાશે.

**મૌલાના હાલી શું કહે છે?**

કિર્તનમાં જે સ્વર્ગીય આનંદ એક ભક્તને થશે, તે વિલાસાન્ધ મનુષ્યને કદાપિ થઈ શકતો નથી. તે પોતાના સ્વભાવ અને પોતાની પ્રકૃતિ અનુસારજ ઉપર ટપકેનો આનંદ મેળવશે મર્મ સુધી તેની વિલાસ બુદ્ધિ પહોંચી શકશે નહિ આ શૈલી એવી તો પ્રીય થઈ પડી છે કે હવે ફારસી અથવા ઉર્દુ કવિઓથી તેનો ત્યાગ કાં તો સંશોધન કરવાનો સાહસ થઇ શકતો નથી શ્રોતાઓને રસ સાથે આનંદ નહિજ આવે જો એ શૈલી અનુકુળ ન હોય. આ વિષયમાં હયાતે સા'દી' ના લખનાર સુપ્રસિદ્ધ ઉર્દુ કવિ જનાબ અલતાફ હુસેન 'હાલી'એ બહુજ જાણવાજોગ બીના લખી છે જેને વાંચવાથી વાંચક વર્ગ એ જાણી શકશે કે મૌલાના હાલી એ વિષયમાં શું વિચાર પ્રદર્શીત કરે છે:—

આ ગઝલોના વિષય સબંધે પ્રાયઃ લોક પરિચિત છે, તે સર્વદા બુદ્ધિ અને જ્ઞાન, માન અને મર્યાદા, ધર્મ અને સિદ્ધાંત, ધન અને અધિકારની ઉપેક્ષા કરે છે; ત્યારે દારિદ્રતા અને અપમાન, અવિદ્યા અને અજ્ઞાનને સર્વ શ્રેષ્ટ દેખાડે છે. સંસા-

રને ઠેલી દેવું, બુદ્ધિએ કાર્ય ન કરવું સંતોષના નશામાં પોતાના જીવનને નષ્ટ અને મનુષ્યત્વનું પતન કરવું, સંસારને અસાર અને અનિત્ય સમજતા રહેવું, કોઇ વસ્તુના તત્વને જાણવાની ચેષ્ટાયે ન કરી, સદ્‌ગુણને અવગુણ માનવો, સીધાને ઉંધુ સમજવું, જે કંઈ પ્રાપ્તિ થાય તેનો વ્યર્થ વ્યય કરી નાખવો અને એવીજ અનેક વાતો તેમાંથી પ્રકટ થાય છે એ તો વિદિત છે કે આ વિષયમાં બેશીકર, અળીસુ, મોજીલા નવયુવકોને આનંદ થાય છે, તે તેમને રૂચિકર નિવડે છે; તોયે આપણા વર્તમાન નૈતિક પતનનું કારણ જ એ છે એમ સિદ્ધ કરી શકાય તેમ નથી. પણ એમાં સંદેહ નહિં કે શ્રૃંગાર અને વૈરાગ્યની કવિતાઓએ આ દશાને પુષ્ટ કરવામાં વિશેષ ભાગ લીધો છે.

**શેખ સા'દીની ગઝલો.**

હવે સા'દીની ગઝલોના કેટલાક શેર (૫૬) અને આપવામાં આવે છે તે જોઈ રસિક વાંચકવૃંદ સ્વયં નિર્ણય કરી શકશે કે એ ગઝલોમાં કેટલું લાલિત્ય અને રસભર્યું છેઃ—

**અય કિ ગુફ્તી હેચ મૂશ્કિલ**
**ચૂ ફિરાકે યાર નેસ્ત,**

**ગર ઉમ્માદે વસ્લ બાશદ**
**આં ચુનાં દુશવાર નેસ્ત**

"જો કે પ્રિયતમનો વિયોગ કષ્ટજનક છે, તથાપિ જો મેળાપની આશા હોય તો તેનું સહન કરવું કંઇ મુશ્કેલ નથી."

**હરકો બ હુમા ઉમરશ સોદાય ગુલે બૂસ્ત,**
**દાનદ કિ ચરા બુલબુલ દિવાના હમી બાશદ.**

"જે મનુષ્યે આખું જીવન કોઇ પુષ્પના પ્રેમમાં વ્યતિત કર્યું હોય, તેજ સમજી શકે છે કે બુલબુલ શા માટે દિવાનો થઇ રહે છે"

**દિલો જાનમ બ તો મશગૂલો નિગહ**
**બર ચપો રાસ્ત,**
**તા ન દાનંદ રકીબાં કે તો**
**મંઝૂરે મની.**

"હું તો તારોજ છું, પણ આંખો ડાબી જમણી બાજુ ફેરવતો રહુ છું કે જેથી હરીફો એ જાણી ન જાય કે તું મારો પ્રિયતમ છે"

આ શેરમાં કેટલું લાલિત્ય છે, તેને રસિકજન સ્વયં અનુભવી શકે છે,

દીગરાં ચૂં બ રવંદ અઝ નઝર
અઝ દિલ બ રવદ,
તો ચુનાં દર દિલે મન રફ્તા કિ જા
દર બદની.

"જ્યારે કોઈ દૃષ્ટિથી દુર થઇ જાય છે ત્યારે તેની યાદ રહેતી નથી. પરંતુ તે મારા હૃદયમાં એવા પ્રકારે પ્રવેશ કર્યો છે કે જેવી રિતે શરીરમાં પ્રાણ"

કેટલી મનોરમ ઉક્તિ છે!

**શરબતે તલ્ખ તર અઝ દર્દે ફિરાક્ત બાયદ**
**તા કુનદ લઝઝતે વસ્લે તો ફરામોશ મરા.**

"તારા પ્રેમલિંગનના આનંદને વિસરાવવા માટે, તારા વિયોગ કરતા પણ અધિક દારૂણ દુઃખ જોઇએ."

અન્ય કવિઓએ વિયોગનું દુઃખ વર્ણન કરવામાં ખુબ અશ્રુ વહાવ્યા છે, પણ સા’દી પ્રેમાલાપના સ્મરણમાં વિરહના દુઃખને ભૂલી જાય છે. વિયોગ વિસ્મૃતિનો કેટલો સારો ઉપાય શોધી કાઢ્યો છે!

**બર અન્દલીબે આશિક ગર બિશકની કફસરા,**
**અઝ ઝૌકે અન્દરૂનશ પરવાય દર ન બાશદ.**

"પ્રેમ લગ્ન બુલબુલના પાંજરાને જો તુ તોડી નાખે, તોએ પોતાના હૃદયાનુરાગના કારણે તેને દરવાજાની શુદ્ધિયે રહેશે નહિ."

કેવી ભાવના! બુલબુલ પ્રેમાનુરાગમા એવી તન્મય થઇ ગઇ હતી કે જો કોઇ તેના પાજરાને તોડી નાખે તો પણ તે તેમાંથી નિકળે નહિં. અન્ય કવિઓના આશકો કપડાં ફાડે છે, જગલોમાં ભટકયા કરે છે, વિરહ કલ્પનામાં ચોવિસે કલાક અશ્રુની ધારા વહાવ્યા કરે છે, લાગ મળતા કેદખાનાથી નાસી છુટે છે, બેડીને તોડી નાખે છે, ભીંતો કુદી જાય છે, અને જો એટલું સાહસ કરી ન શકે તો "બહાર" તથા ચમન અને પુષ્પના સ્મરણમાં તડપે છે. પણ સાંદી પ્રેમમા એટલા મગ્ન છે કે તેમને કોઇ વાતની પરવાહજ નથી. પ્રેમનો આદર્શ કેટલો ઉંચો છે, તેના ગહન રહસ્યનું કેટલા આનંદમય મુગ્ધ કરનાર શબ્દોમાં વર્ણન કર્યુ છે!

બદ્ હમેશ: પેશ અર્ઝી રસ્મે તો
બેગુન: કુશી;
અઝ ચે મરા નમી કુશી મન ચે
ગુનાહ કરદાઅમ.

"એથી અગાઉ તુ પ્રથમ નિર્દોષોનેજ કત્લ કરતો હતો, પણ મેં શો દોષ કર્યો છે, જેથી મને કત્લ કરતો નથી."

જાં ન દારદ હર કિ જાના નેશ નેસ્ત;
તંગ એશસ્ત આં કિ બુસ્તાનેશ નેસ્ત.

"તે પ્રાણ શુન્ય છે, જેનો કોઇ પ્રાણેશ્વર નથી; (અને) તે ભાગ્યહીણ છે, જેને કોઇ બગીચો નથી"

ચુનાં બમૂએ તો આશુફ્તઃ
અઝ બબૂએ મસ્તઃ

કિ નેસ્તમ ખબર અઝ હરચે
દર દો આલમ હસ્ત.

"હું તારા કેશ લટમાં એવો ફસાયો છું, તેમજ તેના સુગંધથી એવો મસ્ત થયો છુ કે જેથી મને લોક અને પરલોકનીયે કંઇ ખબર નથી"

ગુલામે હિમ્મતે આનમ
કિ પાય બન્દ યકેસ્ત;

બ જાનિબે મુતઅલ્લિક
શુદ અઝ હઝાર બરૂસ્ત

"હું તેનોજ સેવક છું જે એકનો અનુરાગી છે, એકનો થઇ તે હઝારોથી મૂક્તિ પામે છે."

**નિગાહે મન બતો વો**
**દીગરાં બતો મશગુલ**
**મુઆશિરાં ઝે મયો**
**આરિફાં ઝે સાકી મસ્ત.**

"મારી આંખો તારી છે, અને તારાથી અન્ય લોકો વાતચિત કરી રહ્યા છે, ભોગિયો માટે શરાબ જોઇએ, પણ જ્ઞાની શરાબ પિવડાવનાર (સાકી) ને જોઇનેજ મસ્ત થઇ જાય છે."

પ્રેમાનુરાગના એક ગહન વિષયને અત્યંત ભાવપૂર્ણ રૂપે વર્ણન કરી, તેનો અચ્છો નિકાલ સા'દીએ અત્રે કર્યો છે. ઇશ્વર ભક્તો માટે ઇશ્વર ચિન્તનજ સહુ કરતા વધુ ઇષ્ટ અને મહત્વનુ છે. તેના દર્શન કરવાની તેવા ભક્તને અવશ્યકતા નથી શરાબ પીને મસ્ત થવાથી શો લાભ? પીને મસ્ત તો દરેક થઇ શકે છે પણ આનંદ ત્યારેજ થાય કે જ્યારે પીવડાવનાર (સાકી)ના દર્શન થતાજ આત્મા તૃપ્ત થઇ જવા પામે.

**દિલે કિ આશિકા સાબિર બુવદ મગર સંગસ્ત;**
**કે ઇશ્ક તાબ સબૂરી હઝાર ફર્સંગસ્ત.**

"જેના હૃદયમાં પ્રેમ સાથે ધૈર્ય પણ છે, તે પત્થર છે (કારણ કે) પ્રેમ અને ધૈર્યમાં હઝારો માઈલનો તફાવત છે"

પ્રેમીને ધૈર્ય હોતું નથી જે પ્રેમી ધૈર્યવાન હોય છે તેનુ હૃદય કોમળ નહિ પણ પત્થર સમાન છે.

**ચે તરબિયત શુનવમ યા ચે મસલહત બીનમ;**
**મરા કિ ચશ્મ બ સાકી વ ગોશ બર ચંગસ્ત.**

"હું કોઈનો ઉપદેશ શું સાંભળું ? તેમજ ઉચિત અને અનુચિતનો વિચાર શું કરૂં ? મારી આંખો સાકી અને કાન "ચંગ" તરફ છે."

**ખલ્ક મી ગોયદ કિ જાહો**
**ફઝલ દર ફર્જાનગીસ્ત;**
**ગો મુવાશ ઈંહા, કિ મા રદાને**
**ના ફર્જાના એમ.**

સંસાર કહે છે કે બુદ્ધિ અને ચાતુર્યથી આદર અને ઉચ્ચ પદ પ્રાપ્ત થાય છે, પરતુ અમને એ વસ્તુઓની ઇચ્છા નથી. અમે તો રસનાજ ભૂખ્યા છીએ.

ગર મય બ જા નિહુંદત,
　　　　ખિસ્તિાં કિ પેશે દાના;
ઝાબે હયાત ખુશતર
　　　　ખાકે શરાબખાના.

"જો જીંદગી બદલે શરાબ મળે, તો લઇ લઇએ. તેટલામાં તો તે સોંઘીજ છે. કારણ કે શરાબખાનાની માટી પણ અમૃત કરતાયે ઉત્તમ છે."

રૂએસ્ત માહ પૈકરો મૂએસ્ત મુશ્કબાય;
હર લાલએ કિ મિદમદ અઝ ખાકો સંબુલે.

"માટિથી લાલા નામના પુષ્પો અને સંબુલ નામની ઘાસ નિકળે છે, વાસ્તવમાં પ્રત્યેકનુ ચન્દ્રમુખ સુગંધથી ભરેલા કેશમા છે."

સંબુલને કેશ સાથે ઉપમા આપવામાં આવે છે. ફિલોસોફી કે તત્વજ્ઞાનનો સાર માત્ર એકજ શેર (પદ)માં આણી મેલ્યું છે.

# શેખ સા'દીના કસિદા અને કુલ્લીયાત. *

ખંડ ૧૦ મો.

કસિદા અથવા પ્રશંસાના કાવ્યો.

શેખ સા'દીની કુલ્લીયાત. ×

વાંચક બંધુઓને. × × ×

**કસિદા અથવા પ્રશંસાના કાવ્યો.**

કસિદા ફારસિ કવિતાના તે અંગને કહેવામાં આવે છે કે જેમાં કવિએ કોઇ મહાન પુરૂષ અથવા કોઇ વિશેષ વસ્તુની પ્રશંસા કરી હોય. જેવી રિતે હિંદમાં ભૂષણ, મતિરામ, કેશવ આદિ કવિજન પોતાના સમકાલીન મહિપતીઓ વા પદાધિકારીઓની પ્રશંસા કરીને નામના, ધન તથા યશ પ્રાપ્ત કરતા હતા વળી વર્તમાન યુગમાં રાષ્ટ્ર ગીતોમાં મહાત્મા ગાંધીજીના ગુણગાન કવિઓ કરે છે, ફારસી ભાષામાં તેવા કાવ્યને કસિદા કહે છે, મુસલમાન બાદશાહોના

દરબારમાં પણ એવા વિશેષ કાવ્ય માટે કવિઓને સન્માન સ્થાન મળતુ હતું. તેઓનું કાર્ય સરઅવસરે પોતાના બાદશાહોની પ્રશંસાના કાવ્યો લખવાનું હતુ દિલ્હીના અંતિમ મુગલ સમ્રાટ બહાદુરશાહ બાદશાહ "ઝફર"ને ત્યાં ગાલીબ, ઝૌક, આદિ કવિઓ પગારદાર હતા. એવા પ્રશંસાના કાવ્યો લખવા માટે કવિઓને જાગીરો મળતી હતી, વાત એટલા સુધી વધી કે એક શેર (પદ)ના બદલામાં એક લાખ દિનાર સુધી આપવામાં આવતા હતા.

શિવાજીએ 'ભૂષણ'નો એવો સત્કાર કર્યો હતો. જો આ અતિયુક્તિ ન હોય તો ઇરાની કવિઓના સબંધમાં પણ અનેક અલૌકીક સત્કારની કથાઓ ખરી માનવા માટે વાંધો હોઇ ન શકે. આ પ્રથા એટલી વધી ગઇ હતી કે કોઇ પણ બાદશાહનો દરબાર કવિઓથી ખાલી રહેવા પામતો નહિ. તે ઉપરાત સેંકડો કવિઓ ભ્રમણ કરી બાદશાહોની પ્રશંસા કરતા. અને તેવા કાવ્યો સંભળાવતા-વિદ્વાનોની એક મોટી સંખ્યા આવા શુદ્ધ આશ્વાસન અને આત્માના બલીદાન આપ્યા કરતી. આ પ્રસશા કાવ્યો લખનારા કવિઓએ બહુ પ્રગતી કરી અને તેનું પરિણામ એ

આવવા પામ્યુ કે આકાશ અને જમીનને એક સાથે
મેળવી દેતા. કોઇ દાનવિરના ગુણગાન કરતા કવિઓ
સમસ્ત સંસારના ઝવેરાત અને સોના ચાંદી કુચ્છ
બિસાતમાંજ ન ગણતા કોઇની વિરતાનાં વખાણ
કરતા સૂર્ય અને ચંદ્ર તો તેના ઘોડાના પગલાઓ છે.
એમ જણાવવાને પે ચુકતા નહિં. સારાંશમા એજ કે
એક જાતની ભવાઈ થતી હતી; અને તેને ટેકાયે
મળતો હતો સાદી પૂર્વે થઇ ગયલા કવિઓ ખાકાની,
અનવરી આદિ કવિઓએ સમ્રાટ સાદીની અગાઉ
કસિદાઓ લખ્યા હતા, જેને જોતા આજે પણ
આપણે ચકિત થઇ જઇએ છીએ. પણ નીર્ભય અને
સત્યવાન સાદીનુ જીવન ખોટી પ્રશંશા કરવાને સર-
જાયુ ન્હોતુ તેમને સંભવિત એવા ભાટપણાથી
ઘણા હતી અને બુદ્ધિમાન કવિઓ પોતાની સક્તિ-
ઓનો આવો દુરૂપયોગ કરતા જોઇ તેમને હાર્દિક
દુખ થતુ એક સ્થાને તેમણે લખ્યુ છે.—લોકો
મને કહે છે કે, 'હે સાદી, તું શા માટે કષ્ટ વેઠે
છે, અને શા માટે તુ તારી કવિતા શક્તિથી લાભ
મેળવતો નથી? જો તું કસિદા કહે તો નિહાલજ થઇ
જાય.' પણ મારાથી એ તો થઇજ શકતુ નથી કે હું
કોઇ ઉમરાવ કે ધનવાનના દ્વારે મારૂં સ્વાર્થ લઇ

ભિક્ષુકો જેમ જાઉં. જો કોઇ મને એક તલ માત્રના ગુણગાન માટે સો કોષ પ્રદાન કરે, અને તે જોઇએ તેટલો પ્રશંસનિય હોય તોયે હું તો ઋણિત થઇ જવાનો

મનુષ્ય ઉપર સમયનો પ્રભાવ પડવો સ્વાભાવિક છે. જો કે સા'દીએ પણ કસિદાઓ કહ્યા છે. પણ તેમને ધન સમ્પત્તિની લાલસા તો હતીજ નહિં, જેથી તેઓ ખોટા વખાણોના પૂલ બાંધવા પ્રેરાય ? તેમણે પોતાના કસિદાઓનો પ્રિય ! મહીધરો અને અધિકારીઓને ન્યાય, દયા, નમ્રતા, આદિ ગુણોને સદુપદેશનું માત્ર સાધન બનાવ્યું હતું. તે મહાનુભાવોને તેઓ સામાન્યપણે ઉપદેશ આપી શકતા ન્હોતા, તેથી કસિદા દ્વારા આ કર્તવ્યનું પ્રતિપાદન કર્યું છે. જ્યારે કોઇની પ્રસંશાએ કરવી પડતી તોપણ તે સરળ અને સ્વભાવિકપણેજ. તેમાં અલંકારો અને વિશેષણો ઠોકી ઠોકી ભરતા નહિં. અને ન તો તેમણે તે કેવળ સ્વાર્થ સિદ્ધિ અર્થે લખ્યા છે પણ તેમા ખરી આત્મિયતા અને સહૃદયતા ઝળકે છે, કારણ કે તેમણે તેવાજ લોકોની પ્રશસા કરી છે કે જેઓ પ્રશંસાને પાત્ર હતા. તેમના સરળ કસિદાને જોઇ લોકો બહુધા

માને છે કે સા'દી તેની રચના કરવામાં કુશળ ન્હોતા પણ વાસ્તવમાં એવુ કંઇ નથી. તેઓ સરળ સ્વભાવના મનુષ્ય હતા, એક સાધારણ વાતને હેરવી ફેરવી શબ્દોના આડંબર સાથે વર્ણન કરવાની તેમને ટેવજ ન્હોતી અને જો કે તેમના કસિદામાં તેજ અને ગુરૂત્વ નથી પણ માધુર્ય અને સરળતા ખૂબ ભરવામા આવી છે એટલુજ નહિં પણ તે વાંચવાથી હૃદય ઉપર પવિત્ર પ્રભાવ પડે છે.

અત્રે અમો સા'દીના કેટલાક શેરોનો ભાવાર્થ આપીએ છીંએ. જેથી તેમની કસિદા રચના શૈલી સબંધે માહિતી મળશે :—

ફારસના બાદશાહ અતાબક અબુબક્ર સબંધે—

આ દેશમાં મોટા મોટા બાદશાહોએ રાજ્ય કર્યું, પણ જીવનના અંત આવતા ઠોકરો ખાવા લાગ્યા.

તને ઇશ્વરીય આજ્ઞાનું પાલન કરવું જોઇએ. વૈભવ અને સમ્પત્તિની જરૂર નથી.

જે મનુષ્ય પ્રજાને દુઃખ આપે તે દેશદ્રોહી છે; તેને મારી નાખવાનો હુકમ કર,

પૂર્વથી પશ્ચિમ સુધી તારૂં રાજ્ય વધાવ, પણ રણભૂમીમાં જતો નહિ, અને આ કાર્ય આ પ્રકારે થઇ શકશે કે જ્યારે લોકોના હૃદયને તું તારા હાથમાં લે, અને તેનું મેલ ધોઈ નાખે. હું ખુશામતીયા કવિઓ જેમ એ કહીશ નહિં કે તું કસ્તુરી વર્ષાવ-નાર મેઘ છે

જેટલી આયુષ લખવામાં આવી છે, તે વધી કે ઘટી શક્તિ નથી, તો એ કહેવાથી શો લાભ કે તુ પ્રલયકાળ સુધી સલામત અને જીવિત રહે?

ફકીરોનું કાર્ય બાદશાહોની વડાઈ કરવાનું નથી. અને જો હું કહુ કે તું સમુદ્ર સમાન અગાધ અને મેઘ સમાન દાનશીલ છે; તો એ અતિષ્યોક્તિ ગણાશે.

હુ એ કહીશ નહિં કે તું દયામાં ઑલીયાથી વધીને છે, અને એ પણ કહીશ નહિં કે તૂં ન્યાય-મા સર્વ બાદશાહોનો નેતા છે.

અને જો તારામાં એ સર્વ ગુણ હોય તો તેને ઉપદેશ કરવો એ વધુ ઉત્તમ છે કારણ કે સાચો પ્રેમ અને શ્રધ્ધા પ્રગટ કરવાનો એ માર્ગ છે.

ખુદાએ યુસુફને એટલા માટે સમ્માનિત કર્યો નથી કે તે રૂપવાન હતો. પણ એટલા માટે કે તે સતકર્મી હતો.

સેના, ધન, અને ઐશ્વર્યમાથી એક પણ સુકિર્તી સિવાય તારા કામમાં આવશે નહિં.

તારૂં આધિપત્ય સ્થિર રહેવાનું એ મંત્ર છે કે કોઇ સબળનો હાથ કોઇ નિર્બળ ઉપર ઉઠવા ન પામે.

હું એ આશિર્વાદ આપીશ નહિ કે તું સહસ્ત્ર વર્ષો સુધી જીવતો રહે. કારણ કે હું જાણું છું કે તુ તેને અપ્રોકિત સમજશે.

તને કિર્તી અને યશ લાભ કરવામાં અધિક સામર્થ થાઓ કે જેથી તુ ન્યાયનું પાલન કરે અને અન્યાયને શોધી કહાડે.

**શેખ સા'દીની કુલ્લીયાત.** સા'દીની કુલ્લીયાતના સહુથી અંતિમ ભાગ જે ૩૦ પૃષ્ટથી વધુ હશે નહિં. તેમાં આમોદ પ્રમોદની વાતો મળી આવે છે. જેમાથી કેટલીક સુરુચિના પદથી એટલી ઉતરી ગઈ છે કે તેને અશ્લિલ કહી શકાય છે. એ અશ્લિલતા

સા'દીની પ્રતિભા રૂપી ચંદ્ર ઉપર એવો ડાઘ છે કે જે કોઇપણ પ્રકારે જઇ શકતો નથી. જ્યારે વિચાર કરીએ છીએ કે સા'દી કેટલા નીતિવાન, કેટલા સદાચારી, કેટલા સદગુણી, મહાન પુરૂષ હતા, ત્યારે આ અશ્લિલ કવિતાઓને જોઈ બહુજ ખેદ થાય છે. આ ભાગમાં સા'દીએ પોતાની નીતિ અને ગામ્ભીર્યનો ત્યાગ કરી બહુજ ગંદી વાતો લખી છે. એમાં તો કોઇ સંદેહ નથી કે સા'દી વિનોદી હતા. વિનોદશીલતા દૂષણ નથી, પણ ગુણ છે. આ ગુણ ઉપદેશને બહુધા રૂચિકર બનાવી નાખે છે. પણ તેજ વાત જ્યારે સિમા ઓળંગી જાય છે, ત્યારે અશ્લિલ થઈ જવા પામે છે. જોવું જોઇએ કે સા'દીની એ રચના વિનોદાર્થે હતી કે કોઇ અન્ય કારણે. આ વાત તે કેટલીક પંક્તિઓથી સ્પષ્ટ વિદિત થઈ જાય છે જે તેમણે તે ભાગના અંતમાં ક્ષમા પ્રાર્થનાના ભાવથી લખી છે :—

"એક બાદશાહે મને દબાણ કર્યું કે હું કંઇ અશ્લિલ વાતો લખું. જ્યારે મેં તેનો ઇન્કાર કર્યો ત્યારે તેણે મને મારી નાખવાની ધમકી આપી. તેથી વિવશ થઇ મને એવી કવિતાઓ લખવી પડી અને

હું તે માટે પરમાત્મા પાસેથી ક્ષમા માંગું છું."

એથી એટલુ તો સિદ્ધ થઇ જાય છે કે સા'દીએ આ કવિતાઓ વિવશ થઇને લખી હતી, અને તે માટે તેઓ લજ્જીત છે. તેઓ સ્વયં તેને અનુચિત સમજે છે, તોએ એથી સા'દીની નિર્ભયતા ઉપર કુઠારાઘાત થાય છે, પણ તે સમાજની રચી તથા તથા સભ્યતાને જોતા એટલુંજ સારૂં કર્યું છે કે સા'દીએ તે રચના વિષે ખેદ પ્રકટ કર્યો છે, તે સમયે કવિગણ આમોદ પ્રમોદના નામે પ્રાયઃગદી કવિતાઓ લખતા હતા. આ પ્રથા એવી પ્રચલિત હતી કે મોટા મોટા વિદ્વાન અને પંડિતો પણ તેના લખવામાં લેશ માત્ર સંકોચ કરતા નહોતા.

**વાંચક બંધુઓને.** પ્રિય પાઠકગણ, તમોએ જે ધીરજ અને ખંત સાથે મહાત્મા શેખ સા'દીના આ વિષય વાંચ્યા છે, તે માટે હું તમારો આભાર માનતાં થોડુક કહેવા ઇચ્છું છું.

તમો મહાત્મા શેખ સાદીના વિચારોથી માહિતગાર થયા, તેમની વિચાર શકિતનો અનુભવ કર્યો અને તેમની વિદ્ધતા જાણી, તેમની કહેવતો, કાવ્યો,

ગઝલો આદિનું રસપાન કર્યું, પણ જો તમો તેના ઉપર મનન ન કરો, તેના ઉપર તમે વિચાર ન કરો, તેવી રીતે વર્તવા તૈયાર ન થાઓ, અને વર્તિને જ્યાં સુધી પરિણામ ન અનુભવો ત્યાં સુધી એ વાંચન વ્યર્થજ છે જો તેમ થાય તો, કાંતો હુ સમજાવી ન શક્યો અથવા તમો સમજી ન શક્યા એજ આ પ્રયાસનુ પરિણામ ગણાશે માત્ર વિનોદ અર્થે આ પુસ્તક રજુ કરતો નથી પણ તેનાથી જો એકાદે વાચક લાભ મેળવે તો મને પુરસ્કાર મળ્યો લેખાય, અને મારાથી મારી શક્તિ અનુસાર વાંચકગણની તેમજ ગુજરાતી સાહિત્યની સેવા બજાવી કહેવાય. અને એજ મારો ઉદ્દેશ હતો. તેથી હું આશા રાખું છુ કે વાંચકો રજુ થએલા વિષય ઉપર મનન કરશે. અને રહી ગએલા દોષો વિષે મને ક્ષમા કરશે.

સમાપ્ત.

ઈશક સાહિત્ય કાર્યાલયના

# નવા પુસ્તકો.

રા૦ સાદીક કૃત.

## ૧ મહા કવિ હાફિઝે શિરાઝી.

કિંમત રૂ. ૧॥.

## ૨ દિલ્હીના મોગલ સમ્રાટ.

કિંમત રૂ. ૧॥.

(સાંજ વર્તમાનમાં પ્રગટ થતી)

## ૩ પંચામૃત (પાંચ ટૂંકી કથાઓ.)

કિંમત આના છ.

**આજેજ ઘરાક થવા લખો,**

મંત્રી, ઈશક સાહિત્ય કાર્યાલય,

પોસ્ટ ઓફિસ નં૦ ૫૦૨૦, મુંબઈ-૯.

